

આર્કાદી ગૈદાર

# ચુક અને ગેક

અનુવાદક — અતુલ સવાણી

ચિત્રકાર — ડુબીન્સ્કી

А. Гайдар

ЧУК И ГЕК

*На языке гуджарати*

Перевод сделан по книге: А. Гайдар,
М., «Детская литература» 1973 г.



સોવિયેત સંઘમાં મુદ્રિત

Г $\frac{70802-763}{014(01)-80}$ 753-80

4803010102



એક માણસ કામસર નીલા પહાડની તળેટીના વનમાં રહેવા ગયો હતો. તે બહુ મહેનત કરતો, પણ કામ હંમેશાં વધતું જ રહેતું એટલે તેને કુટુંબની જોડે રજાઓ ગાળવા ઘેર જવાનો વખત જ નહોતો મળતો.

વખત વીતતો ગયો અને શિયાળાના દિવસો આવ્યા. તેને ભારે એકલતા લાગવા માંડી એટલે તેણે ઘેર કાગળ લખીને બાળબચ્ચાંને તેડાવ્યાં.

તેને બે બાબા હતા: એકનું નામ ચુક અને બીજાનું ગેક.

બેઉ બાબા મા ભેગા શહેરમાં રહેતા હતા. શહેર ખૂબ ખૂબ દૂર અને બહુ બહુ મોટું હતું, વળી એવું મઝાનું કે આખી દુનિયામાં તેનાથી બહેતર શહેર બીજે ક્યાંય ન મળે.

એ શહેરના મિનારાઓની ટોચ પર લાલ સિતારા દિનરાત ચળકતા રહેતા.

શહેરનું નામ બેશક મોસ્કો હતું.

ટપાલિયો કાગળ પહોંચાડવા દાદરો ચડતો હતો ત્યારે ચુક અને ગેક બાથંબાથા આવી જઈને લડવામાં મશગૂલ બની ગયેલા હતા. તેમની લડાઈ એવી મઝાની હતી કે બસ, પૂછવાની વાત જ નહિ!

બે ભાઈ શાને કારણે લડી પડેલા એ તો મને હવે યાદ નથી. કાં તો ચુકે ગેકનું બાક્સ લઈ લીધું હશે, અથવા ગેકે ચુકની બૂટપાલીસની ખાલી ડબ્બી તફડાવી લીધી હશે.

બેઉ ભાઈઓ એકબીજાને એક એક ઠોંસો લગાવી દીધા પછી બીજા ઠોંસાની તૈયારીમાં હતા, એટલામાં બારણાની ઘંટડી રણકી ઊઠી. તેઓ ગભરાઈને એકબીજાને તાકવા લાગ્યા. તેમને થયું કે મા હશે. અને તેમની મા બીજી માઓ જેવી નહોતી. તેઓ લડાઈ કરતા પકડાઈ જાય ત્યારે મા ખિજાતી પણ નહિ અને ઘાંટા પાડીને ધમકાવતી પણ નહિ. તે તો ચુપચાપ ગુનેગારોને અલગ અલગ ઓરડામાં પૂરી દેતી, અને આખો કલાક અથવા ક્યારેક બે કલાક પૂરી રાખતી. બેઉને ભેગા રમવા જ ન દેતી.

અને એક કલાક એટલે ટીક-ટીક કરતી પૂરી સાઠ મિનિટ. બે કલાકમાં તો એથીયે વધારે મિનિટો હોય.

એટલે બેઉ બાબા એકદમ આંસુ લૂછી નાખીને બારણું ખોલવા દોડી ગયા.



પણ બહાર જોયું તો મા નહોતી. ટપાલિયો કાગળ આપવા આવ્યો હતો.

"બાપુનો કાગળ!" તેઓ બોલી ઊઠયા. "કેવી મઝા! બાપુનો કાગળ! બાપુ આવશે!"

બેઉ ભાઈઓ ખુશીના તાનમાં નાચવા, કદવા, અને સોફા ઉપર ગુલાંટો મારવા લાગ્યા. મોસ્કો આખી દુનિયામાં સૌથી મઝાનું શહેર છે એ વાત ખરી, પણ બાપુ આખું વરસ બીજે ક્યાંક રહેતા હોય તો મોસ્કોમાંયે કંટાળો આવે.

બન્ને એટલા બધા ખુશમિજાજમાં અને જોશમાં આવી ગયેલા કે મા ક્યારે અંદર આવી ગઈ તેની તેમને ખબર જ ન પડી.

મા તો બેઉ દીકરાઓને ચત્તા પડયા પડયા ખુશીના દેકારા કરતા અને ભીંત ઉપર એડીઓ ઠબકારતા જોઈને અચરજમાં ગરકાવ થઈ ગઈ.

છોકરાઓ એડીઓ એટલા જોરથી ઠબકારી રહ્યા હતા કે સોફાની ઉપર દીવાલે ટાંગેલાં ચિત્રો હલી રહ્યાં હતાં અને મોટા ઘડિયાળના કળપુરજા ચીંચૂં ચીંચૂં કરવા લાગ્યા હતા.

પણ માને ખુશાલીના કારણની ખબર પડી એટલે તે છોકરાઓને જરાય વઢી નહિ.

તેણે છોકરાઓને સોફા પરથી નીચે ઉતાર્યા, ફરનો કોટ કાઢીને ટાંગી દીધો, અને પછી તે વાળમાંથી હિમકણ ખંખેરવાનીયે ફિકર કર્યા વગર કાગળ વાંચવા બેસી ગઈ. હિમકણ ઓગળી ગયા હતા અને પાણીનાં ટીપાં તેનાં ઘેરાં ભવાંની ઉપર વાળની લટોમાં મોતીની જેમ ચળકી રહ્યાં હતાં.

સૌ જાણે છે કે કાગળો કાં તો ખુશી પેદા કરે અથવા ગમગીની. એટલે ચુક અને ગેક કાગળ વાંચતી માના ચહેરા ઉપર મીટ માંડીને ઊભા રહ્યા.

પહેલાં તો માનાં ભવાં ચડી ગયાં, એટલે છોકરાઓનાં ભવાં પણ ચડી ગયાં. પછી માના હોઠ મલકવા લાગ્યા. છોકરા સમજી ગયા કે કાગળમાં ખુશીની ખબર છે.

"તમારા બાપુ આવવાના નથી," મા કાગળ બાજુએ મૂકતી બોલી, "તેમને બહુ કામ છે એટલે ઘેર અવાય એમ નથી."

ચુક અને ગેક આભા બનીને એકબીજાની સામે જોવા લાગ્યા. કાગળમાં તો ગમગીનીની ખબર નીકળી.

એક મિનિટમાં બન્ને ભાઈઓ મોઢાં બગાડવા, નાક ફુલાવવા, અને માની ઉપર ખીજભરી નજરો નાખવા લાગ્યા. પણ માના હોઠ તો કોણ જાણે કેમ હજી મલકી જ રહ્યા હતા.



"આવવાના નથી," તે વળી બોલી, "પણ આપણને તેડાવે છે."

સાંભળીને ચુક અને ગેક ઠેકડા મારવા લાગ્યા.

"અજબ આદમી છે!" માએ નિસાસો નાખ્યો. "કહેવાનું તો સાવ સહેલું છે કે 'આંટો આવી જાઓ'—જાણે કેમ ટ્રામમાં બેસીને પહોંચી જવાનું હોય!"

"બેશક!" ચુક એકદમ બોલી ઊઠયો. "બાપુ કહેતા હોય કે 'આવો' તો આપણે ટ્રામમાં ચડીને રવાના થઈ જવાનું."

"અક્કલનો ઓથમીર!" મા બોલી. "બાપુની પાસે પહોંચવા માટે પહેલાં એક હજાર કિલોમીટર અને પછી બીજા એક હજાર કિલોમીટર રેલગાડીમાં મુસાફરી કરવી પડે. અને રેલગાડીનું પતે એટલે વળી

હિમગાડીમાં બેસીને તાઈગાવનમાં સફર કરવી પડે. અને તાઈગાની સફર એટલે એકાદ વરુ કે રીંછ રસ્તામાં ચોક્કસ ભેટી જ જાય. અજબ વાત છે! તમે બેઉ પોતે જ થોડોક વિચાર કરી જુઓ."

પણ ચુક અને ગેકે તો પળવારેય વિચાર ન કર્યો. તેમણે સાફ કહી દીધું કે સફર ભલે એકે હજાર કિલોમીટરની હોય કે એક લાખ કિલોમીટરની હોય, અમે તૈયાર છીએ. અમને કશાની બીક નથી. અમે તો બહાદુર છીએ. અરે, હજી તો કાલે જ અમે પેલા બિહામણા અજાણ્યા કૂતરાને પથરા મારીને આંગણમાંથી તગેડી નહોતો કાઢયો?

બેઉ ભાઈ બોલબોલ કરતા રહ્યા, હાથ હલાવતા રહ્યા, પગ પછાડતા રહ્યા, અને આમતેમ ઠેકડા મારતા રહ્યા. મા ચુપચાપ બેઠી બેઠી બધું સાંભળતી અને જોતી રહી. પછી તે એકાએક ખડખડાટ હસી પડી અને બેઉ દીકરાઓને તેડી લઈને ગોળ ગોળ ફેરવવા લાગી. આખરે તેણે બન્નેને સોફા ઉપર પટકી દીધા.

તમને ખાનગીમાં એક વાત કરી દઉં કે તે કેટલાય વખતથી એવા કાગળની જ વાટ જોઈ રહી હતી. ચુક અને ગેકને તે ફકત ચીડવી જ રહી હતી કારણ કે તેને ગમ્મત કરવાનો શોખ હતો.

સફરની તૈયારી કરવામાં માને એક અઠવાડિયું લાગ્યું. દરમિયાનમાં ચુક અને ગેક પણ વખત બગાડતા બેસી નહોતા રહ્યા.

ચુકે રસોડામાંથી છરી લઈને તેની કટાર બનાવી લીધી. ગેકે એક લીસી લાકડી ગોતી કાઢી અને તેને એક છેડે ખીલી ઠોકી દીધી. સરસ મજાની બરછી બની ગઈ! રીંછના કાળજામાં ભોંકી દે તો બિચારા રીંછના એ જ ઘડીએ રામ રમી જાય. પણ શરત એટલી કે તે પહેલાં જનાવરની ખાલ બીજું કોઈ વીંધી આપે.

આખરે બધી તૈયારી થઈ ગઈ. સામાન બંધાઈ ગયો. બારણાનું તાળું બદલાવીને નવું મોટું તાળું જડાવી લેવામાં આવ્યું. ઉંદરો ન આવે એટલા સારુ કબાટમાંથી રોટીના કણ, લોટ, દાણા, વગેરે વાળીઝૂડીને સાફ કરી નાખવામાં આવ્યું. પછી મા બીજા દિવસની ગાડીની ટિકિટો લેવા સ્ટેશને ગઈ.

માની ગેરહાજરીમાં ચુક અને ગેક લડી પડયા.

અફ્સોસ! એ વેળાની લડાઈથી કેવી મુસીબત પેદા થવાની હતી તેની જો તેમને ખબર હોત તો બન્ને ભાઈ તે દિવસે જરાય તોફાન કર્યા વગર ગુપચુપ બેસી જ રહ્યા હોત.

ચુકને જાતજાતની ચીજો ભેગી કરવાનો શોખ હતો. તેણે પતરાના એક સપાટ ડબ્બામાં પોતાનો ખજાનો ભરી રાખ્યો હતો — ચાનાં પેકેટોમાંથી નીકળતો કલાઈનો ચકચકિત વરખ, પીપરમીટનાં પેકેટોની ઉપર ચોંટાડવામાં આવતા રંગબેરંગી કાગળો (તેમાં લાલ સેનાના સિપાહીની, ટેંકની, અથવા વિમાનની છાપ હોય તો), તીર બનાવવા માટે થોડાંક પીંછાં, ચીની જાદુના ખેલ સારુ ઘોડાના થોડાક વાળ, અને એવી જ બીજી કામની ચીજો ડબ્બામાં સંઘરી રાખી હતી.

ગેકની પાસે એવો ડબ્બો નહોતો. વળી ગેક તો આમ જોતાં મોજીલા તરંગી મિજાજનો છોકરો હતો, પણ તે ગીત બહુ સરસ ગાતો.

હવે બન્યું એવું કે ચુક રસોડામાં બેઠો બેઠો પોતાનો કીમતી ખજાનો ડબ્બામાં સરખી રીતે ગોઠવતો હતો, અને ગેક બીજા ઓરડામાં ગીત લલકારતો હતો, એટલામાં તારવાળાએ આવીને માના નામનો તાર ચુકને આપ્યો.

ગેકનું ગાવાનું એકાએક બંધ થઈ ગયું હતું એટલે ચુક તારનું પરબીડિયું એમ ને એમ ડબ્બામાં મૂકી દીધું અને ડબ્બો હાથમાં લઈને તે તપાસ કરવા ગયો.

ઓરડામાં ગેક હાકોટા પાડી રહ્યો હતો:

"લે, લે, લેતો જા!
હજી લે, લેતો જા!"

ચુકને અચરજ થયું. બારણું ખોલતાં જ એવું 'લેતો જા!' નજરે પડયું કે તેને ઝાળ ચડી ગઈ અને તેના હાથ ધ્રૂજવા લાગ્યા.

ઓરડાની વચમાં એક ખુરશી મૂકેલી હતી અને બરછીના ઘાથી ચીરેચીરા થઈ ગયેલું એક છાપું તેની પાછળના ભાગમાં લટકી રહ્યું હતું. એટલું જ હોત તો તો કંઈ વાંધો નહોતો. પણ નાલાયક ગેકે માના બૂટના પીળા ખોખાને રીંછ બનાવ્યું હતું, અને તે પૂરું જોર લગાવીને ખોખાની ઉપર બરછીના ઘા ઝીંકી રહ્યો હતો. અને એ જ ખોખામાં ચુકે પતરાનું એક વાજું, સાતમી નવેંબરના ત્રણ રંગીન બિલ્લા, અને થોડાક પૈસા મૂકી રાખેલા. ગેકની જેમ પૈસા ઉડાવી ન દેતાં તેણે પૂરા છેંતાળીસ કોપેક લાંબી સફર સારુ ભેગા કર્યા હતા.

ભાંગીને ભૂંડે હાલ થઈ ગયેલા ખોખા ઉપર નજર પડતાં જ ચુકે બરછી ગેકના હાથમાંથી આંચકી લીધી, તેને ગોઠણ ઉપર ગોઠવીને તોડી નાખી, અને કટકા ભોંય પર ફગાવી દીધા.

પણ ગેક બાજની જેમ ચુકની ઉપર તૂટી પડયો. તેણે ઝપટ મારીને ડબ્બો ચુકના હાથમાંથી છીનવી લીધો અને બારીની પાળ ઉપર ચડીને નીચે રસ્તા ઉપર ફગાવી દીધો.

ચુક બેબાકળો થઈ ગયો. તેના મોંમાંથી રાડ નીકળી ગઈ: "તાર!

તાર!" તે માથે ટોપીયે પહેર્યા વગર દોડતો દાદરો ઊતરીને ઘરની બહાર ધસી ગયો.

ગેક સમજી ગયો કે કશોક છબરડો વળી ગયો છે, એટલે તે પણ ઉતાવળો ઉતાવળો ચુકની પાછળ બહાર નીકળ્યો.

તારના બંધ પરબીડિયાવાળો ડબ્બો તેમણે બહુ ગોત્યો પણ બધી મહેનત નકામી ગઈ.

ડબ્બો કાં તો હિમના ઢગલામાં ખૂંપીને ઊંડો દટાઈ ગયો હશે અથવા તેને રસ્તામાં પડેલો જોઈને કોઈ રાહદારીએ ઉઠાવી લીધો હશે. ગમે તે થયું હોય, પણ ડબ્બો ને તેની અંદરનો ખજાનો ને તારનું બંધ પરબીડિયું ખોવાઈ ગયાં તે બસ કાયમને માટે ખોવાઈ જ ગયાં.

ચુક અને ગેક ઘરમાં પાછા ફરીને કેટલીય વાર સુધી ગુમસૂમ બેસી રહ્યા. તેમણે આપસમાં સુલેહ તો કરી લીધી હતી. બેઉને ખબર હતી કે મા સખત સજા કરવાની. ચુક ગેકથી આખું વરસ મોટો હોવાને કારણે તેને વધારે સજાની બીક હતી, એટલે તે ઉપાય ખોળવા સારુ ભેજું કસવા લાગ્યો.

"આમ જો, ગેક! આપણે માને તારની વાત કહીએ જ નહિ તો? અને તારમાં તે વળી શું હોય, હેં? ગમ્મત તો તાર વગરેય થાય!"

"ખોટું તો ન બોલાય," ગેકે નિસાસો નાખ્યો. "ખોટું બોલીએ ત્યારે મા બહુ ખિજાય છે."

"પણ ખોટું બોલવાની જરૂર જ નથી," ચુક ખુશ થતો બોલી ઊઠયો. "મા પૂછે કે 'તાર ક્યાં છે' તો આપણે આખી વાત કહી દેવી. પણ ધારો કે પૂછે જ નહિ, તો પછી આપણે સામે ચાલીને શું કરવા ખાડામાં ખાબકવું? આપણે કંઈ એવા દોઢડાહ્યા નથી."

"ભલે," ગેક માની ગયો. "ખોટું ન બોલવું પડે તો તું કહે છે એમ જ કરીશું. તારી તરકીબ મઝાની છે."

તેમણે ફેંસલો કરી લીધો એટલામાં મા આવી ગઈ. તે બહુ ખુશ દેખાતી હતી. ગાડીમાં જગ્યા સરસ મળી ગયેલી. પણ તેના ધ્યાનમાં આવી ગયું કે વહાલા દીકરાઓના ચહેરા લાંબા થઈ ગયેલા છે અને આંખો ભીની ભીની છે.

"અરે મારા ભલા નાગરિકો," તે કોટ પરથી હિમકણ ખંખેરતી બોલી, "બોલો તો, શાની લડાઈ થયેલી?"





"કાંઈ લડાઈ નહોતી થઈ," ચુકે જવાબ આપ્યો.

"બેશક લડાઈ નહોતી થઈ," ગેકે ટેકો આપ્યો. "અમે લડવાના હતા પણ પછી થયું કે ન લડીએ તો સારું."

"એવા ખ્યાલ તો મને બહુ ગમે," મા બોલી. તેણે કોટ કાઢીને ટાંગી દીધો અને પછી લીલા રંગની કડાકેદાર ટિકિટો તેમને બતાવી— એક મોટી હતી અને બે નાનકડી.

થોડી વાર પછી તેમણે વાળુ કરી લીધું. ધીરે ધીરે અવાજ શમી ગયો, બત્તીઓ બુઝાવી નાખવામાં આવી, અને સૌ નીંદરમાં પડી ગયાં.

માને તારની ખબર જ ન પડી, એટલે તેણે છોકરાઓને તેને વિશે કંઈ પૂછ્યું જ નહિ.

બીજે દિવસે તેઓ રવાના થઈ ગયાં. પણ ગાડી રાતે મોડી નીકળી એટલે ચુક અને ગેકને મઝા પડે એવું ખાસ કંઈ જોવા ન મળ્યું.

રાતમાં ગેક જાગી ગયો. તેને તરસ લાગેલી. છતની નાનકડી બત્તી બંધ હતી પણ તોયે ગેકને આસપાસ બધે જાણે નીલું અજવાળું ફેલાઈ ગયેલું લાગ્યું—ટેબલ ઉપર બિછાવેલા સફેદ મેજપોશ પર ડોલતો પ્યાલો, પીળા રંગનું પણ એ વખતે લીલું લાગતું સંતરું, ઘસઘસાટ ઊંઘતી માનો ચહેરો, બધું જાણે નીલા અજવાળામાં લપેટાઈ ગયેલું હતું.

હિમકણ છવાયેલી બારીની પાર ગેકને ચાંદો દેખાયો—ચાંદો બહુ મોટો હતો, મોસ્કોના ચાંદાથી સાવ નિરાળો. તેને ખાતરી લાગી કે ગાડી ઊંચા ઊંચા પહાડો ઉપર દોડી રહી હશે, અને ચાંદો બહુ નજીક હશે એટલે જ આટલો મોટો દેખાતો હશે.

તેણે માને જગાડીને પાણી માગ્યું. પણ માએ ટાઢું બરફ જેવું પાણી પીવાની મના કરી અને તરસ છીપાવવા સંતરાની ચીરી ખાઈ લેવાનું કહ્યું.

ગેકે મોઢું તો બગાડયું પણ સંતરાની એક ચીરી ખાઈ લીધી. પછી તેને નીંદર ન આવી. તેણે ચુકને ઢંઢોળીને જગાડવાની કોશિશ કરી. ચુક ખિજાઈને ફૂંકારા કરતો ઊંઘતો રહ્યો.

પછી ગેકે ફેલ્ટના બૂટ પહેરી લીધા અને તે બારણું ખોલીને કોરિડોરમાં નીકળી પડયો.

કોરિડોર લાંબી અને સાંકડી હતી. સામી દીવાલે થોડે થોડે અંતરે સ્પ્રિંગવાળી સીટ જડેલી હતી. બેસવું હોય તો પાટિયું ખેંચીને નીચે દબાવવું પડે, અને ઊઠી જઈએ એટલે પાટિયું ધડાક કરતું પાછું દીવાલ ભેગું થઈ જાય. કોરિડોરમાં બીજાં દસ બારણાં પડતાં હતાં. બધાં બારણાં ચળકતા બદામી રંગનાં હતાં, અને તેમાં પિત્તળનાં ચકચકિત હૅન્ડલ જડેલાં હતાં.

ગેક પહેલી સીટ પર બેઠો, પછી બીજી પર, પછી ત્રીજી પર, અને એમ કરતો કરતો છેક ડબ્બાને છેડે પહોંચી ગયો. એટલામાં ચોકીદાર હાથમાં ફાનસ લઈને આવ્યો. લોકો નીંદરમાં પડયા હતા ત્યારે ગેકને ભારે શોર મચાવતો જોઈને તેણે તેને ધધડાવી નાખ્યો.

ચોકીદાર ચાલ્યો ગયો કે તરત જ ગેક પાછો વળ્યો અને ઉતાવળો પોતાના કંપાર્ટમેન્ટ તરફ જવા લાગ્યો. તેને બારણું ખોલવામાં મહેનત પડી, પણ પછી મા ઊઠી ન જાય એટલા સારુ બારણું સાવ હળવેથી બંધ કરીને તે ઠેકડો મારતો મુલાયમ બિછાના પર ચડી ગયો.

જાડિયા ચુકને આખા બિછાનામાં પસરેલો જોઈને ગેકે તેને જરાક ખસેડવા તેના પડખામાં કોણી મારી.



પણ તેનું પરિણામ તો ખોફનાક આવ્યું: ગોળ માથું અને રાતામાતા મોઢાવાળા ચુકને બદલે કોઈ અજાણ્યા આદમીનો મૂછાળો ખીજેલો ચહેરો ગેકની નજરે પડયો! અને ભેગાભેગો કરડો અવાજ પણ સંભળાયો: "ધક્કો કોણે માર્યો?"

ગેકે ભેંકડો તાણ્યો. ઉપરનીચેનાં તમામ બિછાનાંમાંથી મુસાફરો ઊઠીને ભેગા થઈ ગયા. બત્તી જલાવવામાં આવી. ગેકને ભાન થયું કે પોતે ખોટા કંપાર્ટમેન્ટમાં ઘૂસી આવ્યો છે, એટલે તે વધારે જોરથી ભેંકડા તાણવા લાગ્યો.

વાત મુસાફરોની સમજણમાં ઊતરી એટલે સૌ હસી પડયા. મૂછાળા આદમીએ પાટલૂન અને કોટ પહેરીને ગેકને તેના ખરા કંપાર્ટમેન્ટમાં પહોંચાડી દીધો.

ગેક ધાબળો ઓઢીને સૂઈ ગયો અને થોડી વારમાં શાંત થઈ ગયો. ગાડી ડોલતી રહી અને પવન સુસવાટા કરતો રહ્યો.

મોટો મોટો અજબ ચાંદો પાછો હલતા પ્યાલા ઉપર, સફેદ મેજપોશ પર પડેલા ચળકતા પીળા સંતરા ઉપર, અને માના ચહેરા ઉપર નીલું અજવાળું પાથરી રહ્યો હતો. વહાલા બેટાની વલેથી સાવ અજાણી મા નીંદરમાં કશુંક સપનું જોતી મલકી રહી હતી.

આખરે ગેકનેય નીંદર આવી ગઈ...

... અને આવ્યું એને સપનું,
અજબ રે ભાઈ ગજબનું!
ડબ્બો આખો હલતો જાણે,
અવાજ ભારે, કાનને ફોડે;
ઘસાય પૈડાં કરતાં શોર,

દોડતા ડબ્બા કરતા જોર;
છુકછુક ઍંજિન કરતું જાય,
પાછળ ડબ્બા કહેતા જાય.

**પહેલો:** સફર છે લાંબી, આગે બઢો!
પાટા છે લીસા, આગે બઢો!

**બીજો:** ઍંજિન તારી બત્તીનું, તેજ તું વધારી દે!
નભના પેલા તારલિયાને, આજ તું હરાવી દે!

**ત્રીજો:** ભડકા તમે કરો જોર, સીટી તારે ગુંજવું ઔર;
અને ભાઈ પૈડાં ગોળ, ધસો પૂર્વે કરીને જોર!

**ચોથો:** શોરબકોર અમે કરતા રહીશું, ને ચુપ થઈશું ત્યારે,
નીલા રે પહાડની ટોચે જઈને, અમે પોરો ખાશું જ્યારે.

ગેક જાગ્યો ત્યારે ડબ્બા બોલતા બંધ થઈ ગયા હતા અને નીચે પૈડાં એકધારા વેગે સરકી રહ્યાં હતાં. બારીના કાચ ઉપર ઠાર જામી ગયેલો હતો અને સૂરજનાં કિરણો તેની ઉપર ચળકી રહ્યાં હતાં. બિછાનાં સરખાં કરી દેવામાં આવ્યાં હતાં. ચુક હાથમોં ધોઈને અને વાળ ઓળીને બેઠો બેઠો સફરજન ખાઈ રહ્યો હતો. મા અને મૂછાળો સિપાહી બારણા પાસે ઊભાં ઊભાં ગેકનાં રાતનાં પરાક્રમોની વાત કરતાં કરતાં હસી રહ્યાં હતાં. સિપાહીએ ચુકને આપેલી પેન્સિલ તેણે ગેકને બતાવી. પીળા કારતૂસમાંથી બનાવેલી ખોળી પેન્સિલની ઉપર લગાવેલી હતી.

પણ ગેકને ન તો અદેખાઈ આવી કે ન લાલચ થઈ. એ તો તરંગી મિજાજનો મસ્ત છોકરો હતો. એક તો રાતમાં બીજાના કંપાર્ટમેન્ટમાં ઘૂસી ગયેલો, અને પાછું તેને હવે યાદ જ નહોતું આવતું કે પોતે

પાટલૂન કાઢીને ક્યાં મૂકેલું. પણ ગીત બહુ સરસ ગાતો, એ તો કહેવું જ પડે.

તે હાથમોં ધોઈને અને માને ગુડ મોર્નિંગ કહીને બારી પાસે બેસી ગયો, અને ટાઢા કાચ ઉપર મોં દબાવીને જોવા લાગ્યો કે ગાડી કેવી કેવી જગ્યાઓમાં થઈને પસાર થઈ રહી છે અને ત્યાં વસતા લોકો શું કરે છે.

ચુક કોરિડોરમાં જઈને બારણે બારણે રખડતો બીજા મુસાફરો જોડે ભાઈબંધી કરવા લાગ્યો. એ લોકોએ તેને જાતજાતની મઝાની નાનકડી વસ્તુઓ આપી—બાટલીનું રબરનું બૂચ, ખીલી, દોરાનો કકડો, વગેરે. દરમિયાનમાં ગેકે બારીની આરપાર ઘણું ઘણું જોઈ લીધું.





વનમાં એક નાનકડું અટલું ઘર નજરે પડયું. તેમાંથી એક નાનકો છોકરો હાથમાં બિલાડી લઈને બહાર નીકળ્યો. તેણે ખમીસ પહેર્યું હતું અને પગમાં ફેલ્ટના બૂટ હતા. તેણે બિલાડીને આંગણમાં ફગાવી દીધી. બિલાડી ગુલાંટ ખાતી હિમના રૂ જેવા ઢગલામાં પડી અને અંદર ખૂંપી ગઈ. તે કઢંગી રીતે હિમમાંથી બહાર નીકળી અને ઠેકડા મારતી દૂર ભાગી ગઈ.

છોકરાએ બિલાડીને એવી રીતે ફગાવી કેમ દીધી હશે? બિલાડીએ કદાચ પ્લેટમાંથી કશુંક ખાવાનું ઝડપી લીધું હશે.

પણ વનનું ઘર, નાનકો છોકરો, અને બિલાડી તો ક્યારનાં પાછળ રહી ગયાં હતાં. તેને બદલે ખુલ્લા મેદાનમાં એક કારખાનું નજરે પડયું. આખું મેદાન ધોળું ધોળું હતું. ચીમનીઓ રાતા રંગની હતી. ધુમાડો કાળો હતો, અને બારીઓમાં દેખાતું અજવાળું પીળું હતું.

કારખાનામાં શું બનતું હશે? દરવાજા નજીક પણે ચોકીદારની કોટડી દેખાતી હતી. તેની બાજમાં ચોકીદાર ઊભો હતો. તેણે ઘેટાની ખાલનો



કોટ પહેર્યો હતો. ભારે મોટા કોટને લીધે ચોકીદાર બહુ જાડો લાગતો હતો અને તેના હાથની બંદૂક જાણે પાતળી સળી હોય એવી દેખાતી હતી. પણ એની નજીક જવામાં તો જોખમ!

વળી પાછું વન—જાણે રુમઝુમ નાચતું હોય એવું. આગળનાં ઝાડની ડાળીઓ વેગથી હલી રહી હતી, પણ પાછળનાં ઝાડ જાણે હિમની નદીના ધીરા વહેણમાં તણાતાં હોય એમ ધીરે ધીરે ડોલી રહ્યાં હતાં.



ચુક ભેટસોગાદનો ખજાનો ભેગો કરીને કંપાર્ટમેન્ટમાં પાછો આવી ગયો હતો. ગેકે તેને નજીક બોલાવ્યો અને બેઉ ભાઈ ભેગા બેસીને બારીમાંથી બહાર જોવા લાગ્યા.

ઝપાટાબંધ દોડતી ગાડી એક પછી એક સ્ટેશનને પાર કરી રહી હતી. અજવાળામાં ઝગમગતું મોટું સ્ટેશન આવે ત્યારે તેમાં ઓછામાં ઓછાં એકસો જેટલાં એંજિનો ધુમાડા કાઢતાં ને છુકછુક કરતાં આગળ પાછળ દોડતાં નજરે પડતાં, અને મોસ્કોના ઘરની શેરીને ખૂણે આવેલી કરિયાણાની દુકાન જેવડાં સાવ ટચૂકડાં સ્ટેશનો તો ઝબકારાની જેમ દેખાઈને પાછળ રહી જતાં.



કાચી ધાતુ, કોલસા, અને અરધા ડબ્બા જેવડાં મોટાં મોટાં ડીમચાં લાદેલી માલગાડી નજરે પડતી અને જોતજોતામાં અલોપ થઈ જતી.

માર્ગમાં એક વાર ગાયો અને બળદોને લઈને જતી માલગાડી મળી ગઈ. તેનું ઍંજિન રમૂજ ઉપજાવે એવું સાવ નાનકડું હતું અને તીણી ચીસ જેવી સીટી મારતું હતું. અચાનક એક બળદે એટલા જોરથી ભાંભરડો નાખ્યો કે ડ્રાઈવર પાછળ ફરીને જોવા લાગ્યો. તેને થયું હશે કે કોઈ મોટું ઍંજિન પાછળથી આવી રહ્યું છે.

ગાડી એક નાનકડા સ્ટેશને બીજી એક મોટી ને મજબૂત લડાઈની ગાડીની જોડાજોડ ઊભી રહી ગઈ.

લડાઈની ગાડીમાં બધી બાજુએ ગોઠવેલી તોપોને ખોળ ચડાવેલી હતી. તોપોનાં બહાર નીકળી આવતાં મોઢાં ડરામણો દેખાવ પેદા કરતાં હતાં. આસપાસ બધે લાલ સેનાના મોજીલા સિપાહીઓ ઊભા ઊભા માંહાંમાંહે મજાકમશ્કરી કરતા હસી રહ્યા હતા અને પગ પછાડીને તેમ જ દસ્તાનાવાળા હાથ વડે તાળીઓના ટપાકા બોલાવીને ગરમાવો મેળવવાની કોશિશ કરી રહ્યા હતા.

પણ ચામડાનો કોટ પહેરેલો એક માણસ લડાઈની ગાડી પાસે ચુપચાપ ઊભો ઊભો જાણે કશાક ધ્યાનમાં ડબી ગયો હતો. ચુક અને ગેકે માની લીધું કે તે ચોક્કસ કમાંડર હોવો જોઈએ અને વોરોશીલોવના હુકમની વાટ જોતો હશે.

હા, રેલગાડીની સફર દરમિયાન ચુક અને ગેકે ઘણું ઘણું જોયું. અફસોસની વાત એક જ હતી કે બહાર તોફાન ચાલતું હોવાથી બારી ઉપર ઘણી વાર હિમ છવાઈ જતું હતું.

આખરે એક દિવસે સવારે ગાડી ઊતરવાના સ્ટેશને ઊભી રહી. સ્ટેશન સાવ નાનકડું હતું.

માએ ચુક અને ગેકને પ્લૅટફૉર્મ પર ઉતાર્યા, અને સિપાહીની મદદ લઈને સામાન કાઢી લીધો કે તરત જ ગાડી પાછી રવાના થઈ ગઈ.

સામાન હિમ ઉપર મૂકી દેવામાં આવ્યો. લાકડાનું પ્લૅટફૉર્મ થોડી વારમાં સાવ ખાલી થઈ ગયું, પણ બાપુ ક્યાંય દેખાય નહિ. માને બાપુની ઉપર બહુ ખીજ ચડી. બેઉ ભાઈને સામાનનું ધ્યાન રાખવાનું કહીને મા નજીક ઊભેલી હિમગાડીઓ તરફ પૂછવા ગઈ કે કઈ હિમગાડીમાં બેસીને જવાનું છે. બાપુના રહેઠાણે પહોંચવા સારુ હજી તાઈગાવનની એકસો કિલોમીટરની સફર બાકી હતી.

માને આવતાં વાર થઈ. દરમિયાનમાં બિહામણો દેખાતો એક બકરો ક્યાંકથી આવી ચડયો. તે પહેલાં તો હિમમાં ઠરી ગયેલા ડીમચાનો ખૂણો દાંત વડે કાતરવા લાગ્યો, પણ પછી જાણે ખારથી બેં... બેં... કરીને ચુક અને ગેકને એકીટસે તાકવા લાગ્યો.

ચુક અને ગેક એકદમ સામાનની પાછળ છુપાઈ ગયા. કંઈ કહેવાય નહિ, આવી જગ્યાના બકરા કોણ જાણે શુંયે કરી નાખે!

એટલામાં મા પાછી આવી ગઈ. તેનું મોં સાવ પડી ગયેલું હતું. તેણે કહ્યું કે બાપુને તાર કદાચ મળ્યો જ નહિ હોય એટલે તેમણે હિમગાડી સ્ટેશને નથી મોકલી.

માએ એક ગાડીવાનને બોલાવ્યો. તેણે પોતાનો લાંબો ચાબખો બકરાની પીઠ ઉપર ફટકાર્યો, અને પછી સામાન ઉપાડીને સ્ટેશનની હોટલમાં પહોંચાડી દીધો.

હોટલ સાવ નાનકડી હતી. થડાની પાછળ ગોઠવેલા પહોળા અને ચુક જેટલા ઊંચા સમોવારમાં ઊકળતું પાણી સુસવાટા બોલાવી રહ્યું હતું. હલતા અને સીટી મારતા સમોવારમાંથી નીકળતા વરાળના ગોટા વાદળાંની જેમ ઊંચે ચડતા પાટિયાંની છત સુધી પહોંચી જતા હતા.




થોડીક ચકલીઓ ટાઢથી બચવા ત્યાં ભેગી થઈને ચીં ચીં કરી રહી હતી.

ચુક અને ગેક ચા પીવામાં મશગૂલ થઈ ગયા અને મા ગાડીવાન જોડે સફરનું ભાડું નક્કી કરવા લાગી. તાઇગામાં થઈને બાપુના રહેઠાણે પહોંચાડી દેવાના ગાડીવાને બહુ ઝાઝા પૈસા માગ્યા — પૂરા એકસો રૂબલ. પણ સફર લાંબી તો હતી જ. આખરે ભાડું નક્કી થઈ ગયું. ગાડીવાન ભાતું, ખડ, અને ધાબળા લઈ આવવા ઘેર ગયો.

"બાપુને તો ખબર પણ નથી કે આપણે આવી પહોંચ્યાં છીએ," માએ કહ્યું. "આપણને જોઈને તેમને નવાઈ ને ખુશી થશે."

"હા, થશે," ચુક ચા પીતો પીતો બહુ ગંભીર થઈને બોલ્યો, "મનેય નવાઈ ને ખુશી થશે."



"મનેય," ગેક બોલી ઊઠયો. "આપણે એમ કરીએ—ઉંદરની જેમ સાવ ગુપચુપ પહોંચી જઈએ, અને બાપુ ક્યાંક ગયા હોય તો સામાન છુપાવી દઈને પલંગ નીચે ભરાઈ જવાનું. પછી બાપુ આવે અને બેસે પણ આપણે શ્વાસ દબાવી રાખવાનો અને અચાનક જ હાઉ કરી દેવાનું!"

"હું તો કંઈ પલંગ નીચે ભરાવાની નથી, અને હાઉ પણ કરવાની નથી," માએ સાફ નનૈયો પરખાવી દીધો. "તમારે પલંગ નીચે ભરાવું હોય તો ભરાઈ જજો, અને મરજી પડી એટલી વાર હાઉ કરજો. ચુક, સાકરની ટીકડીઓ ખીસાંમાં કેમ ભરે છે? આમેય ખીસાં તો ઠસોઠસ ભરેલાં છે—બરાબર કચરાની ટોપલી જેવાં થઈ ગયાં છે."

"ઘોડાને ખવડાવવા," ચુકે શાંતિથી ખુલાસો કર્યો. "ગેક, તુંયે

પાંઉરોટી કે એવું કંઈક લઈ લે. તારી પાસે ક્યારેય કશું હોતું નથી ને પછી મારી પાસેથી માગતો રહે છે."

ગાડીવાન થોડી વારમાં પાછો આવી ગયો. મોટી હિમગાડીમાં સામાન ગોઠવી દેવામાં આવ્યો. તળિયે ખડ પાથરવામાં આવ્યું અને તેની ઉપર બેઉ ભાઈઓને ધાબળા લપેટીને બેસાડી દેવામાં આવ્યા.

સલામ! મોટાં શહેરો, કારખાનાં, સ્ટેશનો, કસબા, અને ગામો, તમને સલામ! અગળ તો છે ઝાડીઓની ને પહાડોની ને અંધારિયાં ગાઢ વનોની દુનિયા!

તેઓ હિમગાડીમાં સાંજ સુધી સફર ખેડતા રહ્યા અને હિમ છવાયેલા ધોળા ધોળા તાઈગાની અજબ સુંદરતા અચરજથી છક નજરે નીરખતા રહ્યા. પણ પછી ચુક ઊંચોનીચો થવા લાગ્યો. ગાડીવાનની પીઠ આડી આવતી હોવાથી તેને રસ્તો બરાબર દેખાતો નહોતો. બેચેનીમાં તેણે મા પાસેથી પાંઉરોટી કે બિસ્કિટની માગણી કરી.

માએ કશું ન આપ્યું. તે રિસાઈ ગયો અને બીજું કંઈ ન સૂઝ્યું એટલે ગેકને ધકેલવા અને હિમગાડીની કોર તરફ દબાવવા લાગ્યો.

ગેક પહેલાં તો ધીરજથી બધું સહેતો રહ્યો, પણ પછી તેનાથી સહન ન થયું એટલે તે ચુકની ઉપર થૂંક્યો. ચુક એકદમ ખીજે ભરાઈ ગયો અને ગેકની ઉપર તૂટી પડયો. પણ બેઉના હાથ વજનદાર ધાબળામાં લપેટાયેલા હતા એટલે તેઓ ગરમ ટોપીઓ વડે ઢાંકેલાં માથાં ભટકાવવા સિવાય બીજું કંઈ ન કરી શક્યા.

મા તેમની સામે જોતી હસી પડી. ગાડીવાને ઘોડાઓને ચાબુક ફટકાર્યા અને ગાડી વધારે વેગે દોડવા લાગી.

બે સફેદ રુવાંટીદાર સસલાં ક્યાંકથી નીકળીને રસ્તા પર આવી ગયાં અને નાચકૂદ કરવા લાગ્યાં.

"એઈ! એઈ! હઠો! હઠો!" ગાડીવાને ઘાંટા પાડયા, "ભાગો, નહિતર દબાઈ જશો!"

તોફાની સસલાં ઠેકડા મારતાં ઝાડીમાં ભાગી ગયાં.

સુસવાટા મારતો પવન તેમનાં મોં પર ઝપાટા લગાવી રહ્યો હતો. ચુક અને ગેક ટાઢના માર્યા એકબીજાને વળગીને બેઠા હતા. હિમગાડી તાઈગાનો ઢોળાવ ઝડપથી ઊતરતી સામે નીલા પહાડની ટોચથી ધીમે ધીમે ઊંચે ચડતા ચાંદા તરફ ધસી રહી હતી.





પછી હિમથી છવાયેલા એક નાનકડા ઝૂંપડા પાસે ઘોડા આપમેળે જ એકાએક ઊભા રહી ગયા.

"રાતવાસો અહીંયાં જ કરવાનો છે," ગાડીવાન ઠેકડો મારીને નીચે ઊતરતો બોલ્યો. "આ જ આપણું સ્ટેશન."

ઝૂંપડું નાનકડું પણ મજબૂત હતું. તેમાં કોઈ રહેતું નહોતું.

કીટલીમાં પાણી ચૂલે ચડાવી દેવામાં આવ્યું અને ગાડીવાન ખાવાની ચીજોનો થેલો લઈ આવ્યો.

સૉસેજ તો હિમમાં ઠરીને એવી સખત થઈ ગયેલી કે તેમાં ખીલી ઠોકવી હોય તો ઠોકી શકાય. તેને ગરમ પાણીમાં બોળી દેવામાં આવી, અને ડબલરોટીને ગરમ કરવા ચૂલાની કોર પર મૂકવામાં આવી.



ચુકે ચૂલાની પાછળ ખાંખાંખોળા કરીને એક તૂટેલી સ્પ્રિંગ ગોતી કાઢી. ગાડીવાને કહ્યું કે તે જનાવરોને પકડવાના ફાંસલામાંથી નીકળી ગયેલી છે.

સ્પ્રિંગને કાટ ચડી ગયો હતો અને દેખીતી રીતે જ તેનો ઉપયોગ નહોતો થતો. એટલું તો ચુકને તરત સમજાઈ ગયું.

વાળુ કરીને તેઓ સૂવા ગયાં. લાકડાનો એક મોટો ખાટલો દીવાલની જોડાજોડ ગોઠવેલો હતો. તેની ઉપર ગાદલાને બદલે સૂકાં પાંદડાં પાથરેલાં હતાં. ગેક ભીંત નજીક અથવા વચમાં સૂવા તૈયાર નહોતો. તેને બહારની બાજુએ સૂવાનું ગમતું. તે સાવ ટચૂકડો ઢીંગલા જેવો હતો ત્યારે સાંભળેલા હાલરડાના શબ્દો તેને હજી યાદ હતા — 'ખાટલે તારે વીરા મારા, બહારની

કોર સૂવું નહિ; કરું તને હૈયાનો હાર, પડવું નહિ ને રોવું નહિ.' પણ હાલરડું યાદ હોવા છતાં તે તો હંમેશાં બહારની બાજુએ જ સૂતો.

તે વચમાં સૂએ તો જોડે સૂનારાઓને કોણીઓ ચોક્કસ મારે જ, અને ચુકના પેટમાં ગોઠણ દબાવે જ.

સૌ કપડાં બદલાવ્યા વગર જ ધાબળા ઓઢીને સૂઈ ગયાં. ચુક ભીંતને અડીને સૂતો, મા વચમાં સૂતી, અને ગેક બહારની બાજુએ સૂતો.

ગાડીવાને મીણબત્તી બુઝાવી નાખી અને પછી તે ચૂલાની ઉપર ભીંતમાં જડેલા પાટિયા પર ચડીને સૂઈ ગયો. સૌને તરત નીંદર આવી ગઈ. પણ ગેકને રોજની જેમ રાતમાં તરસ લાગી એટલે તે જાગી ગયો.

ઊંઘના ઘેનમાં જ તેણે ફેલ્ટના બૂટ પહેરી લીધા અને વેગીલે ડગલે ટેબલ પાસે જઈને કીટલીમાંથી થોડુંક પાણી પી લીધું. પછી તે બારી પાસે સ્ટૂલ પર બેસી ગયો.

ચાંદો વાદળાંની પાછળ સરકી ગયો હતો. બારીના કાચ ઉપર બરફનું પાતળું પડ જામી ગયું હતું, અને તેની આરપાર હિમના ઢગલા નીલા-કાળા રંગના દેખાતા હતા.

"બાપુનો મુકામ તો લગભગ પૃથ્વીને છેડે હોય એમ લાગે છે!"

ગેકને થયું કે દુનિયામાં આથીયે વધારે દૂર તો કોઈ જગ્યાઓ ન જ હોય.

તેણે એકાએક માથું ઊંચું કર્યું. બારી જાણે બહારથી ખખડાવવામાં આવી હોય એમ તેને લાગ્યું. ના, અવાજ બારી ખખડાવવાનો નહિ પણ કોઈનાં ભારે પગલાં નીચે હિમ કચડાતું હોય એવો હતો. હા, એમ જ લાગતું હતું! બહાર અંધારામાંથી જાણે નિસાસાનો અને ખસવાનો તેમ જ પગ ફેરવવાનો અવાજ કાને પડયો. ગેકને ખાતરી લાગી કે રીંછ જ હોવું જોઈએ.

"અરે કાળમુખા રીંછ! તું અહીંયાં શું કરવા આવ્યું? બાપુ પાસે પહોંચવામાં અમને બહુ વાર લાગી રહી છે, અને તારી મેલી મુરાદ અમને હજમ કરી જવાની લાગે છે! તારે અમને બાપુનું મોં ફરી જોવા જ નથી દેવું કે શું? પણ ના, તારી મુરાદ બર નહિ આવે! કોઈ તને બંદૂકનો ધડાકો કરીને વીંધી નાખે અથવા તલવારનો ઝાટકો મારીને વાઢી નાખે તે પહેલાં અહીંથી પલાયન થઈ જા."

ગેક એ શબ્દો હળવેથી હોઠ ફફડાવતો જ બોલ્યો, અને તેણે સાંકડી બારીના બરફવાળા કાચ ઉપર મોં દબાવ્યું. તેને બીક પણ લાગી રહી હતી અને જાણવાની તાલાવેલી પણ થઈ રહી હતી.

બરાબર એ જ ઘડીએ ચાંદો સરકતાં વાદળાંની પાછળથી બહાર નીકળી આવ્યો. નીલા-કાળા હિમઢગલા હવે સલૂણો દૂધિયો ચળકાટ



મારવા લાગ્યા, અને તેણે બારીક નજરે બહાર જોયું તો રીંછ બીંછ કંઈ નહોતું પણ હિમગાડીનો છૂટી ગયેલો એક ઘોડો પગ પછાડતો ગાડીમાંથી ખડ ખેંચીને ચાવી રહ્યો હતો.

ગેકના મનમાં નિરાશા છવાઈ ગઈ. તે પાછો ખાટલા ઉપર ચડીને ધાબળામાં ભરાઈ ગયો. અને તેના મનમાં માઠા વિચારો આવેલા એટલે તેને માઠું સપનું આવ્યું.

સોણું આવ્યું માઠું, ને ગેકે દીઠી માયા;
જોતાં મોટા દાનવને, કંપે એની કાયા.
દાનવને હર ફૂંકારે, ઊડે અગનજાળ;
મુક્કો એનો લોઢાનો, જાણે આવ્યો કાળ.

ચોમેર ભડકા આગના, હિમ ધરતી પરે;
એમાં કૂચ સિપાહીઓ, કતારબંધ કરે.
આવતા અંતરેથી અતિ લાંબા, ધીર ડગ ભરતા જાય;
ફાસિસ્ટોની ધજા વળેલા ક્રોસની, ભેગી ઘસડતા જાય.
આવે ધાડાં દૂર દૂરથી, ધસમસતાં ખાવા ધાય;
વળેલા ક્રોસની ફાસીવાદી ધજા હલાવતાં જાય.

"એઈ! એઈ! ઊભા રહો! અટકી જાઓ!" ગેકે ઘાંટો પાડયો. "તમે ખોટો રસ્તો લીધો છે! અહીંયાં નથી આવવાનું!"

પણ કોઈ અટકયું નહિ. ગેકની વાત કોઈએ ન માની.

ગેક ધૂંવાંપૂવાં થઈ ગયો. તેણે ચુકના બૂટના ખોખામાં સંઘરેલું પતરાનું વાજું ઉપાડી લઈને એટલા જોરથી વગાડયું કે ધ્યાનમાં ડૂબી



ગયેલા લડાઈની ગાડીના કમાંડરે ચોંકીને એકદમ માથું ઊંચું કર્યું. તેણે હુકમની અદાથી હાથ હલાવ્યો કે તરત જ બધી ખોફનાક ભારે તોપો એકીસાથે ધણધણી ઊઠી.

"સરસ!" ગેક જાણે બહાલી આપતો હોય એમ બોલી ઊઠયો. "હજી લગાવો! એ લોકોને એક વારના ધડાકા પૂરા નહિ પડે!"

માના બેઉ વહાલુડા નાનકડા દીકરા ખાટલામાં વાંકાચૂકા અને ઊંચાનીચા થવા લાગ્યા એટલે તે જાગી ગઈ.

તે ચુકની તરફ ફરી તો કશુંક સખત અને તીણું તેના પડખામાં ભોંકાયું. તેણે આસપાસ હાથ ફેરવીને ફાંસલાની સ્પ્રિંગ ખેંચી કાઢી. હંમેશાં નાનીમોટી ચીજો ભેગી કરતો રહેતો ચુક સ્પ્રિંગને ગુપચુપ ભેગી લઈને જ સૂઈ ગયો હતો.

માએ સ્પ્રિંગને ખાટલાની પાછળ ફગાવી દીધી. પણ તેણે ચાંદનીના આછા ઉજાસમાં ગેકના ચહેરા ઉપર નજર નાખીને જોયું તો દીકરો ખરાબ સપનું જોઈ રહ્યો હોય એમ લાગ્યું.

સપનું કંઈ સ્પ્રિંગ નથી કે તેને ફગાવી દઈ શકાય. પણ તેને ઊડાડી જરૂર દઈ શકાય. એટલે માએ તેનું પડખું ફેરવી નાખ્યું અને તેને હળવે હાથે હલાવતાં હલાવતાં તેના લાલ થઈ ગયેલા નાનકડા કપાળ ઉપર ફૂંક મારવાનું શરૂ કર્યું.

થોડી વારમાં ગેક હોઠ બચકારવા લાગ્યો અને હસી પડયો. માને સમજાઈ ગયું કે દીકરાનું ખરાબ સપનું ઊડી ગયું છે.

પછી મા ખાટલા પરથી ઊતરીને મોજાં પહેરેલા પગે જ બારી પાસે ગઈ.

હજી પરોઢ નહોતું ઊગ્યું અને આકાશ તારાઓથી ભરેલું હતું. કેટલાક તારા બહુ દૂરથી ટમટમી રહ્યા હતા અને કેટલાક જાણે તાઇગાની ઉપર જ લટકી રહ્યા હોય એમ લાગતું હતું.

અને — અજબ વાત બની! નાનકડો ગેક જ્યાં બેઠો હતો ત્યાં જ તે બેસી ગઈ, અને ગેકને જેવા વિચારો આવ્યા હતા એવા જ વિચારો તેને પણ આવ્યા. તેને થયું કે મારા સાહસિક પતિએ આવવા માટે પસંદ કરેલી આ જગ્યાથી વધારે દૂરની જગ્યાઓ દુનિયામાં ઝાઝી નહિ જ હોય.

બીજે આખો દિવસ તેઓ વનોમાં અને પહાડીઓની ઉપર થઈને જતા માર્ગે સફર ખેડતાં રહ્યાં. ગાડી પહાડીની ઉપર ચડવા લાગતી ત્યારે ગાડીવાન નીચે ઊતરીને હિમમાં ચાલતો ચાલતો ગાડીને ઉપર ધકેલતો. પણ ગાડી જ્યારે સીધો ઢોળાવ ઊતરવા લાગે ત્યારે ચુક અને ગેકને લાગતું કે ગાડી, ઘોડા, અને સૌ જાણે આસમાનમાંથી નીચે ફંગોળાઈ ગયાં છે.

આખરે સાંજ પડવા આવી અને મુસાફરો તેમ જ ઘોડા સાવ થાકી ગયા ત્યારે ગાડીવાન બોલ્યો:

"લો, આપણે પહોંચી ગયાં! પણે વળાંક છે, અને પછી ખુલ્લી જગ્યા આવશે ત્યાં જ મુકામ છે."





ચુક અને ગેક ઉછાળા મારવા અને ખુશીના દેકારા કરવા લાગ્યા, પણ એ જ ઘડીએ ગાડીને આંચકો લાગ્યો અને બેઉ પાછા ખડમાં ઢળી પડયા.

મા હસી પડી. તેણે પોતાની રૂંછાંદાર ટોપી ફરતે લપેટેલો ગરમ રૂમાલ કાઢી નાખ્યો.

વળાંક આવી ગયો. હિમગાડી વેગથી વળીને વનની અંદર આવેલા નાનકડા ખુલ્લા ચોગાનમાં ઊભી રહી ગઈ. ત્યાં પવનથી સલામત જગ્યામાં ત્રણ નાનકડાં મકાન ખડાં હતાં.

પણં કેવી નવાઈ! ન તો કોઈ કૂતરું ભસ્યું કે ન કોઈ માણસ નજરે પડયું. ચીમનીઓમાંથી ધુમાડો પણ નહોતો નીકળતો. બધી



પગદંડીઓ ઉપર હિમ છવાયેલું હતું અને ચોમેર કબ્રસ્તાન જેવી નીરવતા હતી. નજરે પડતા સજીવ પદાર્થોમાં તો મૂરખાંની જેમ એક ઝાડેથી બીજે ઝાડે ઊડતાં રહેતાં થોડાંક સફેદ-કાળાં પંખીઓ જ હતાં.

"તમને ખાતરી છે કે જગ્યા આ જ છે?" માએ ગાડીવાનને પૂછ્યું. તેના અવાજમાં ગભરાટ વરતાતો હતો.

"જગ્યા તો ચોક્કસ આ જ છે," ગાડીવાને જવાબ આપ્યો. "સામે ત્રણ મકાન દેખાય છે એ ભૂસ્તર સંશોધન મથક નંબર ત્રણનાં છે. પાટિયું પણ લગાવેલું છે... પણ... જોયું? તમારે ચાર નંબરના મથકે તો નથી જવાનું ને? એ તો ઊલટી દિશામાં લગભગ બસો કિલોમીટર દૂર છે."

"ના, ના," મા પાટિયાને તાકી રહેતી બોલી, "અમારે તો આ મથકે જ આવવાનું હતું. પણ બધાંય બારણાં ઉપર તાળાં છે, અને આંગણમાં હિમના ઢગલા છે. એ લોકો સૌ ક્યાં ગયા હશે?"

"એની તો મને ખબર નથી," ગાડીવાન અચરજ અને ફિકરના ભાવે બોલ્યો. "ગયે અઠવાડિયે અમે સામાન પહોંચાડી ગયેલા—લોટ, ડુંગળી, અને બટાકા. ત્યારે તો બધાય માણસો મોજૂદ હતા—ઉપરીને અને ચોકીદારને ન ગણીએ તો આઠ જણ હતા. ભારે અચંબાની વાત છે! વરુઓ કંઈ એટલા બધા જણને ખાઈ ન જાય! તમે અહીંયાં ઊભાં રહો, હું ચોકીદારના ઘરમાં જઈને તપાસ કરી આવું."

ગાડીવાને ધાબળો કાઢી નાખ્યો અને તે હિમ ખૂંદતો સૌથી આઘેરા ઘર તરફ ગયો.

તે થોડી વારમાં જ પાછો ફર્યો.

"ઘરમાં કોઈ નથી, પણ ચૂલામાં અંગારા છે. ચોકીદાર નજીકમાં જ ક્યાંક હશે—કદાચ શિકાર કરવા ગયો હશે. રાત પડે તે પહેલાં ચોક્કસ પાછો આવી જશે અને તમને બધી ખબર આપશે."

"પણ એ મને શું કહેવાનો હતો!" મા બોલી ઊઠી. "મને પોતાને જ દેખાય છે કે માણસો અહીંથી ચાલ્યા ગયા તેને સારો એવો વખત વીતી ગયો હોવો જોઈએ."

"એ તમને શું કહેવાનો એની તો મને ખબર નથી," ગાડીવાન બોલ્યો, "પણ કંઈક તો ચોક્કસ કહેવાનો જ કારણ કે ચોકીદાર છે."

તેઓ હિમગાડીને બહુ મુશ્કેલીથી ચલાવતાં ચોકીદારના ઘરના આંગણમાં પહોંચ્યાં. ત્યાંથી એક નાનકડી કેડી વનમાં જતી હતી.

તેઓ આંગણમાં પાવડા, સાવરણા, કોદાળીઓ, લાકડીઓ, અને લોખંડની ખીલીએ ટાંગેલી હિમમાં ઠરી ગયેલી રીંછની ખાલ વટાવતાં

ઓરડામાં દાખલ થયાં. ગાડીવાન સામાન ઉપાડીને તેમની પાછળ પાછળ આવ્યો.

ઓરડાની અંદર ગરમાવો હતો.

ગાડીવાન ઘોડાઓને ખડ નીરવા ચાલ્યો ગયો. મા બી ગયેલા છોકરાઓને કોટ કાઢવામાં મદદ કરવા લાગી.

"આટલી લાંબી સફર ખેડીને આવ્યાં અને બાપુ નથી!"

મા બાંકડા ઉપર બેસી પડી અને ઊંડા વિચારમાં ડબી ગઈ. શું થયું હશે? મુકામ સાવ ખાલી કેમ હશે? હવે શું કરવું? પાછાં જવું? પણ પૈસા તો ગાડીવાનને આ સફરનું ભાડું ચૂકવવા પૂરતા જ હતા. ચોકીદારની વાટ જોવી જ પડશે. પણ ગાડીવાન તો ત્રણ કલાક પછી ચાલ્યો જશે—અને એટલી વારમાં ચોકીદાર પાછો ન આવે તો?



નજીકમાં નજીકનું રેલવે સ્ટેશન અને તાર ઓફિસ એકસો કિલોમીટરના અંતરે હતાં.

ગાડીવાન અંદર આવ્યો. તેણે ઓરડામાં ચોમેર નજર ફેરવી, નાક ફુલાવીને સૂંઘી જોયું, અને ચૂલા પાસે બધી ચીજવસ્તુઓ તપાસી જોઈ.

"ચોકીદાર રાત પહેલાં ચોક્કસ પાછો આવવાનો જ," તેણે ખાતરીથી કહ્યું. "જુઓ, આ વાસણમાં કોબીજનો સૂપ ભરેલો છે. લાંબી સફરે ગયો હોત તો સૂપ બહાર ઠંડકમાં મૂકી રાખ્યો હોત. પણ તમને ઠીક લાગે એમ કરો," તે આગળ બોલ્યો. "આવી હાલતમાં હું તમને ભાડું લીધા વગર પાછાં સ્ટેશને પહોંચાડી દેવા તૈયાર છું, હું કંઈ કઠણ કાળજાનો આદમી નથી.

"ના," માએ કહ્યું, "હવે સ્ટેશને પાછાં જવાનો તો કંઈ અર્થ જ નથી."

તેમણે કીટલીમાં પાણી ભરીને ચૂલે મૂક્યું, સૉસેજ ગરમ કરી લીધી, અને ખાવાપીવાનું પતાવી લીધું. મા ચુપચાપ સામાન ખોલીને ચીજવસ્તુઓ કાઢવા લાગી. ચુક અને ગેક ચુલાની ઉપર ભીંતમાં જડેલા પાટિયા ઉપર ચડી ગયા. ત્યાં બર્ચઝાડની ડાળખીઓની, ગરમીમાં તપી ગયેલી ઘેટાંની ખાલની, અને ચીડના ઝાડના છોડિયાંની વાસ આવી રહી હતી. મા બેચેન અને ચુપ હતી એટલે ચુક અને ગેક પણ મૂંગા રહ્યા. પણ ઝાઝી વાર ચુપચાપ પડયા રહેવાનું કામ તો મુશ્કેલ, અને બીજું કંઈ થાય એમ નહોતું, એટલે ચુક અને ગેકને થોડી વારમાં નીંદર આવી ગઈ.

તેમને ખબર જ ન પડી કે ગાડીવાન ક્યારે ચાલ્યો ગયો અને મા ક્યારે ઉપર ચડીને તેમના ભેગી સૂઈ ગઈ. તેઓ જાગ્યાં ત્યારે ઓરડામાં

સાવ અંધારું થઈ ગયું હતું. આંગણમાં જોરથી પડતાં પગલાંનો અવાજ સાંભળીને ત્રણેય એકીસાથે જાગી ગયાં. કશુંક ભારે ખખડાટ કરતું ઓસરીમાં પડ્યું — કદાચ કુહાડી હોય. બારણું ખૂલી ગયું અને ચોકીદાર અંદર દાખલ થયો. તેના હાથમાં ફાનસ હતું. એક મોટો રૂંછાંદાર કૂતરો તેની પાછળ પાછળ અંદર આવ્યો.

તેણે બંદૂક ખભેથી ઉતારીને બાજુએ મૂકી, એક મરેલું સસલું બાંકડા ઉપર ફેંક્યું, અને ફાનસને ચૂલા પાસે ઊંચું કરીને સવાલ પૂછ્યો:

"તમે લોકો કોણ છો?"

"હું ભૂસ્તરવિજ્ઞાનીઓના જૂથના આગેવાન સેર્યોગિનની પત્ની છું, અને આ તેમનાં બાળકો છે," મા પાટિયા પરથી નીચે ઊતરતી બોલી.

ચોકીદારે ફાનસ ઊંચું કરીને ચુક અને ગેકની સામે જોયું. બેઉ ભાઈ ગભરાટમાં પડી ગયા હતા.

"બરાબર બાપના જેવા જ છે, ખાસ તો આ ધિંગો છોકરો," ચોકીદાર ચુક તરફ આંગળી ચીંધતો બોલ્યો.

ચુક અને ગેકને માઠું લાગ્યું. ચુકને એ કારણે કે ચોકીદારે તેને ધિંગો કહ્યો હતો, અને ગેકને એ કારણે કે ચોકીદારની નજરમાં ચુકનું મોં બાપુને વધારે મળતું આવતું હતું.

"ઠીક, પણ તમે લોકો આ રીતે કેમ અહીંયાં ધસી આવ્યાં છો?" ચોકીદાર માની સામે જોતો બોલ્યો. "તમને ખબર તો મોકલાઈ ગયેલી કે હમણાં નથી આવવાનું."

"તમારી વાત કંઈ સમજાતી નથી. કોણે ખબર મોકલેલી?"

"ખબર તો ચોક્કસ મોકલવામાં આવેલી જ. હું પોતે સેર્યોગિનનો તાર મોકલવા સ્ટેશને ગયેલો. અને તેમાં સાફ જણાવવામાં આવ્યું હતું



કે 'આવવાનું બે અઠવાડિયાં મોકૂફ રાખો, અમારે તાકીદના કામસર તાઇગાવનમાં જવાનું છે.' અને સેર્યોગિને કહ્યું કે 'આવવાનું મોકૂફ રાખો,' એટલે પછી મોકૂફ રાખવું જ પડે. તમે હુકમનો ભંગ કર્યો છે, સમજ્યાં ને?"

"તાર વળી કેવો?" મા બોલી ઊઠી. "અમને તો કોઈ તારબાર મળ્યો નથી." તે અચરજમાં પડી ગઈ અને જાણે પોતાની વાતને ટેકો માગતી હોય એમ ચુક અને ગેકની સામે તાકી રહી.

પણ બેઉ ભાઈ ફિકરમાં પડી જઈને એકબીજાની સામે જોવા લાગ્યા અને એકદમ ભીંત તરફ પાછળ ખસવા લાગ્યા.

"છોકરાઓ," તે બન્ને દીકરાઓની સામે શંકાભરી નજરે જોતી બોલી, "હું ઘેર નહોતી ત્યારે કોઈ તાર આવેલો?"

પાટિયા ઉપરથી સૂકી ડાળખીઓ અને છોડિયાં દબાવાનો અવાજ સંભળાયો, પણ કશો જવાબ ન મળ્યો.

"જવાબ તો આપો, શેતાનો?" મા જોરથી બોલી ઊઠી. "હું બહાર ગયેલી ત્યારે તાર આવેલો કે નહિ? તમે મને આપવાનું ભૂલી ગયેલા?"

વળી થોડીક સેકંડો વીતી. પછી એકાએક પાટિયા ઉપરથી જોરદાર ભેંકડા ગાજી ઊઠયા. ચુકના સૂર ધીરા હતા અને ગેકના સૂરમાં વેગ તથા કંપન હતાં.

"લોહીના તરસ્યા છો!" મા અકળાઈને બોલી. "તમે તો મારો જીવ લેવાના! હવે ભેંકડા બંધ કરીને આખી વાત કરી દો!"

'જીવ લેવાના' શબ્દો સાંભળીને ચુક અને ગેક વધારે જોરથી ભેંકડા તાણવા લાગ્યા. તેમની ગમગીન કથની કઢાવવામાં કેટલીય વાર લાગી, અને દરમિયાનમાં તેઓ બેશરમીથી રકઝક કરતા જ રહ્યા કે ખરેખર વાંક કોનો હતો.

પણ એવાં બાળકોની બાબતમાં શું કરવું? સોટી લઈને મેથીપાક ચખાડવો? ઓરડીમાં પૂરી દેવાં? પગમાં સાંકળ બાંધીને સખત મહેનત કરવા મોકલી દેવાં? ના, માએ તેમાંનું કશું જ ન કર્યું. તેણે નિસાસો નાખ્યો, છોકરાઓને પાટિયા ઉપરથી નીચે ઊતરવાનું અને હાથમોં ધોઈ લેવાનું કહ્યું, અને પછી ચોકીદારને પૂછ્યું કે હવે શું કરવું.

ચોકીદારે જણાવ્યું કે ભૂસ્તરવિજ્ઞાનીઓ તાકીદની કામગીરી સારુ અલકરાશની ખીણમાં ગયા છે અને તેમને પાછા આવતાં ઓછામાં ઓછા દસ દિવસ લાગશે.

"પણ દસ દિવસ કેમ કરીને કાઢવા?" માએ સવાલ કર્યો. "અમારી પાસે એટલું ખાવાનું તો છે જ નહિ!"



"ગમે તેમ કરીને ચલાવવું પડશે," ચોકીદારે જવાબ આપ્યો. "થોડીક ડબલરોટી પડી છે, અને આ સસલું રાખો, એની ખાલ ઉતારીને રાંધી લેજો. મારે તો કાલે તાઇગામાં જવું પડશે, લગભગ બે દિવસનું કામ છે, બધા ફાંસલા તપાસી જોવાના છે."

"એ તો ઠીક નહિ," મા બોલી. "જગ્યા સાવ અજાણી છે, વળી આસપાસ જંગલ ને જનાવરો સિવાય બીજું કશું જ નથી..."

"એક બંદૂક તમને આપતો જઈશ," ચોકીદારે કહ્યું. "પેલી ઓરડીમાં લાકડાં છે, સામે દેખાતા ટીંબાની પાછળ ઝરો છે, આ ગુણીમાં અનાજ છે, અને આ મીઠાનો ડબ્બો. તમારી ફિકરમાં અહીંયાં બેસી રહેવાનો મને વખત નથી, સમજ્યાં ને..."

"કેવો નઠારો આદમી!" ગેક ચુકના કાનમાં બોલ્યો. "ચાલ, એને મઝા ચખાડી દઈએ!"

"ના," ચુકે જવાબ દીધો, "એને કંઈ કરીશું તો આપણને ઘરમાંથી કાઢી મૂકશે. બાપુને આવવા દે, આપણે એની ફરિયાદ કરીશું."

"બાપુ આવે ત્યારે? બાપુને આવતાં તો બહુ વાર લાગવાની..."

ગેક માની પાસે જઈને તેના ખોળામાં ચડી ગયો અને ભવાં ચડાવીને તોછડા ચોકીદારની સામે ડોળા કાઢવા લાગ્યો.

ચોકીદાર ફરનો કોટ કાઢી નાખતો ફાનસવાળા ટેબલ પાસે ગયો.

ગેકે જોયું કે ચોકીદારનો કોટ પાછળથી ફાટી ગયેલો હતો. ખભાથી લઈને છેક કમ્મર સુધી ફરની લાંબી પટ્ટી ફાટીને નીકળી ગઈ હતી.



"કોબીજનો સૂપ ચૂલા નીચે ખાનામાં છે," તેણે માને કહ્યું. "ચમચા ને કટોરા પેલી અભરાઈ ઉપર પડયા છે. તમે બેસીને ખાઈ લો, એટલામાં હું મારા કોટને ટાંકા મારી લઉં."

"અહીંયાં ઘરના માલિક તો તમે છો," માએ કહ્યું. "ખાવાનું તમે જ પીરસો, અને તમારો કોટ મને આપો. મને ખાતરી છે કે ટાંકા મારવાનું કામ હું તમારા કરતાં બહેતર કરવાની."

ચોકીદારે માથું ઊંચું કરીને તેની સામે જોયું તો ગેક કરડી નજરે તેને તાકી રહ્યો હતો.

"અરે, તમે તો બધાંય ભારે હઠીલાં લાગો છો!" તે બબડયો. તે કોટ માને આપીને ચમચા કટોરા લઈ આવવા અભરાઈ તરફ ગયો.

"કોટ આટલો બધો કેવી રીતે ફાટી ગયો?" ચુકે કોટ તરફ આંગળી ચીંધતાં સવાલ કર્યો.

"એક રીંછ જોડે લડાઈ થઈ ગયેલી. એણે પંજો ફટકારી દીધો," ચોકીદારે કોબીજના સૂપનું ભારે તપેલું ટેબલ પર મૂકતાં કમને જવાબ આપ્યો.

"ગેક, સાંભળ્યું ને?" ચોકીદાર ઓરડામાંથી બહાર ગયો કે તરત જ ચુક બોલી ઊઠયો. "રીંછ જોડે લડાઈ! એટલે જ ભાઈ આજે ખીજમાં લાગે છે."

ગેકે બધું સાંભળેલું, પણ માની જોડે તોછડાઈ કરે એવો કોઈ માણસ તેને ગમતો જ નહિ, પછી ભલે ને તે એકલે હાથે રીંછ જોડે લડાઈ કરનારો હોય તોપણ.

બીજે દિવસે પરોઢ થતાં જ ચોકીદાર હાથમાં થેલો લઈને, ખભે બંદૂક ભરાવીને, પગે સ્કી બાંધીને, અને કૂતરાને ભેગો લઈને તાઇગાવનમાં રવાના થઈ ગયો. હવે તેમને પોતાનું બધું જાતે જ કરી લેવાનું હતું.



ત્રણેય પાણી ભરવા ગયાં. ટીંબાની બીજી બાજુએ ઊંચા ખડકમાંથી ફૂટી નીકળતા પાણીની પાતળી ધાર હિમમાં પડી રહી હતી. ઊકળતા પાણીની કીટલીમાંથી નીકળે એવા વરાળના ગોટા પાણીમાંથી નીકળી રહ્યા હતા, પણ ચુકે આંગળી બોળીને જોયું તો પાણી બરફ જેવું ટાઢું હતું.

પછી તેઓ થોડાંક લાકડાં લઈ આવ્યાં. ભઠ્ઠી જેવડો મોટો ચૂલો પેટાવતાં માને આવડતું નહોતું. લાકડાંમાં ભડકો કોઈ રીતે થાય જ નહિ. આખરે લાકડાં સળગ્યાં ત્યારે એવા જબ્બર ભડકા થયા કે સામી ભીંતની બારીએ જામેલું બરફનું પડ જોતજોતામાં ઓગળી ગયું. વનની કોર, ઝાડવાંની એક ડાળીએથી બીજી ડાળીએ ઠેકડા મારતાં પંખીડાં, અને નીલા પહાડનાં પથરાળ શિખરો બારીમાંથી નજરે પડવા લાગ્યાં.

મુરઘીને સાફ કરીને પકાવતાં માને આવડતું હતું, પણ તેણે સસલાની ખાલ ઉતારવાનું કામ અગાઉ ક્યારેય નહોતું કર્યું. એમાં તેણે જેટલો વખત લીધો એટલી વારમાં તો કોઈ મોટા જનાવરની ખાલ સહેલાઈથી ઉતારી શકાઈ હોત.

ખાલ ઉતારવાનું કામ ગેકને જરાય ન ગમ્યું, પણ ચુકે ખુશીથી માને મદદ કરી એટલે તેને સસલાની પૂંછડી ઇનામમાં મળી ગઈ. મઝાની રુવાંટીદાર પૂંછડી એટલી હળવી હતી કે તેને ચૂલાની ઉપરને પાટિયેથી





નીચે ફેંકવામાં આવી એટલે તે હવાઈ છત્રીની જેમ ધીરે ધીરે ભોંયપટ તરફ સરકવા લાગી.

જમી લીધા પછી ત્રણેય ફરવા નીકળ્યાં.

ચુકે માને બંદૂક ભેગી લેવા અથવા કંઈ નહિ તો થોડીક કારતૂસ ભેગી લેવા બહુ સમજાવી. પણ માએ બંદૂક ભેગી લેવાની સાફ ના પરખાવી દીધી.

તેણે તો ઊલટાની બંદૂકને સૌથી ઊંચી ખીંટીએ ટાંગી દીધી, અને પછી સ્ટૂલ પર ચડીને બધી કારતૂસ અભરાઈના સૌથી ઊંચા ખાનામાં મૂકી દીધી. વધારામાં તેણે ચુકને ચેતવણી આપી કે એકેય કારતૂસ લીધી છે તો એવી સજા થશે કે આખી જિંદગી યાદ રહેવાની.

ચુકનું મોં રાતુંચોળ થઈ ગયું અને તે ઉતાવળાં ડગલાં ભરતો આઘો સરકી ગયો. એક કારતૂસ તેના ખીસામાં હતી.

તેમનું ફરવાનું ખરેખર અજબ હતું. તેઓ સાંકડી પગદંડી પર એક પછી એક એમ કતારબંધ ચાલતાં ઝરા પાસે પહોંચ્યાં. ઉપર ટાઢું નીલું આભ ઝળકી રહ્યું હતું. નીલા પહાડના અણીદાર ખડકો સપનાના કિલ્લાઓ તથા મિનારાઓની જેમ ઝળુંબી રહ્યા હતા. પારકી પંચાતનાં રસિયાં પંખીડાં કલશોર કરીને ઠારભરી નીરવતામાં ભંગ પાડી રહ્યાં હતાં. ચપળ ખિસકોલીઓ ઊંચાં ઊંચાં ઝાડની ઘટાદાર ડાળીઓમાં દોડાદોડ કરી રહી હતી અને ઠેકડા મારી રહી હતી. ઝાડની નીચે અજાણ્યાં જનાવરોનાં પગલાં નજરે પડતાં હતાં, અને પંખીઓએ હિમના મુલાયમ સફેદ ગાલીચામાં જાણે અનેરી ભાતો વણી નાખી હતી.

એકાએક તાઈગામાંથી કડેડાટ અને ખખડાટ સંભળાયા. ઝાડની ટોચે જામી ગયેલો હિમનો મોટો થર સરકી પડયો હશે અને ડાળીઓને તોડતો નીચે ભોંય પર પટકાઈ પડયો હશે.

અગાઉ મોસ્કોમાં ગેકને લાગતું કે મોસ્કો, તેની સડકો, મકાનો, ટ્રામગાડીઓ, અને બસો એટલે જ જાણે આખી દુનિયા.

હવે તેને લાગતું હતું કે આખી દુનિયા જાણે એક વિશાળ અંધારિયા વનની જ બનેલી છે.

ગેકનું એવું જ હતું—તેના માથા ઉપર આકાશમાં સૂરજ ઝગારા મારતો હોય ત્યારે તેને ખાતરી લાગે કે આખા જગતમાં ક્યાંય વાદળાં કે વરસાદનું નામનિશાન નહિ હોય.

અને તે ખુશ હોય ત્યારે માની લેતો કે બીજાં સૌ પણ ખુશ હોવાં જ જોઈએ.

બે દિવસ વીતી ગયા. ત્રીજો દિવસ શરૂ થઈ ગયો પણ ચોકીદાર વનમાંથી પાછો ન આવ્યો. નાનકડા ઘરમાં ફિકરની લાગણી ફેલાઈ ગઈ.

સૌથી વધારે બીક તો સાંજે અને રાતે લાગતી. તેઓ આંગણનું કમાડ અને ઓરડાનું બારણું વાસીને અંદરથી સાંકળ બરાબર ચડાવી દેતાં. તેઓ બારીઓ આડી જાડી સાદડીઓ ટાંગી દેતાં, જેથી અજવાળું બહાર ન જાય અને જનાવરો નજીક ન આવે. પણ કરવું તો જોઈતું હતું બરાબર એથી ઊલટું જ, કારણ કે જનાવર તો માણસથી નિરાળું હોય, તેને અજવાળું જોઈને બીક લાગે. ચીમનીમાં પવનના સુસવાટા બેશક ચાલતા જ રહેતા, અને બહાર તોફાન ચાલતું હોય અને બરફની



નાનકડી અણીદાર કણીઓ બારીના કાચ પર ટકરાતી હોય ત્યારે તેમને લાગતું કે જાણે કોઈ બારી પર કંઈક ઘસી રહ્યું છે.

રાતે તેઓ ચૂલાની ઉપરને પહોળે પાટિયે ચડીને પથારીમાં ભરાઈ ગયાં. મા જાતજાતની વાર્તાઓ અને પરીકથાઓ કહી સંભળાવવા લાગી. આખરે તેને નીંદર આવી ગઈ.

"ચુક," ગેક બોલ્યો, "આ જાદુગરો ખાલી વાર્તાઓમાં જ કેમ આવતા હશે? ખરી જિંદગીમાં સાચા જાદુગરો હોય તો મઝા પડે, નહિ?"

"વળી ડાકણો ને રાક્ષસો પણ ખરાં, એમ ને?"

ગેકે ખિજાઈને માથું ધુણાવ્યું. "ના, રાક્ષસો શું કરવા જોઈએ?



એ તો સાવ નકામા. પણ જાદુગરને બોલાવવાનું બને તો આપણે તેને બાપુ કને મોકલી શકીએ. એ ઊડતો જઈને બાપુને કહી આવે કે આપણે તો ક્યારનાં અહીં પહોંચી ગયાં છીએ."

"પણ ઊડે કેવી રીતે?"

"ઊડે કેવી રીતે?... અરે, હાથ હલાવીને કે બીજું કંઈક કરીને! એ તો કશીક તરકીબ ગોતી જ કાઢે, એની ફિકર આપણને ન હોય!"

"બહાર ટાઢ સખત છે, હાથ હલાવવાનો તો સવાલ જ નથી," ચુક બોલ્યો. "આમ જો ને, મેં બબ્બે દસ્તાના ચડાવેલા તોયે લાકડાં લાવતી વેળા મારી આંગળીઓ ઠરી જ ગઈ."



"ભલે, પણ કહેતો ખરો, ચુક, ખરા જાદુગર હોય તો મઝા ન પડે?"

પણ ચુકનું મન ડામાડોળ હતું. "કેમ ખબર પડે? તને યાદ છે, આપણા મકાનના ભંડકિયામાં એક લંગડો રહેતો હતો, મિશ્કા ક્રિયુકોવ રહે છે ત્યાં? એ લંગડો આદમી પૂરીકચોરી વેચતો. કેટલીય ઘરડી ડોશીઓ એની પાસે જઈને નસીબ જોવડાવતી—કોના કિસ્મતનું પાંદડું ફરવાનું છે ને કોનું કિસ્મત બે ડગલાં આગળ ને આગળ જ રહેવાનું છે, એવું જ બધું."

"પછી? એનું ભાખેલું નસીબ ખરું પડતું?"

"એની તો ખબર નથી, પણ એટલું ચોક્કસ કે એક વાર પોલીસ આવીને એને લઈ ગયા અને એના ઘરમાંથી ઘણોબધો ચોરીનો માલ મળી આવેલો."

"તો તો સાફ છે કે એ જાદુગર હતો જ નહિ, એ તો સીધોસાદો ચોર હતો. તને શું લાગે છે?"

"બેશક, ચોર તો હતો જ," ચુકે વાત માની લીધી, "પણ મારો મતલબ એવો છે કે બધા જાદુગરો ચોર જ હોય. એને મનગમતી ચીજ જાદુથી મળી જતી હોય તો પછી એ કશું કામ જ શા માટે કરે? પણ હવે તું સૂઈ જા, ગેક, કારણ કે તારી જોડે હું વાત જ નથી કરવાનો."

"કાં?"

"કેમ કે તું નકામો લવારો જ કર્યા કરે છે, પછી તને ખરાબ સપનું આવશે અને રાતમાં તું મને ગોઠણ ને કોણીઓ મારશે. કાલે રાતે તેં મને પેટમાં કોણી મારેલી તે બહુ મઝાનું કામ કરી નાખ્યું એમ તને લાગતું હશે, ખરું ને? લે, તને એવી જ મઝા ચખાડું હમણાં!"



ચોથે દિવસે સવારે માને લાકડાં હાથે જ ફાડવા પડયાં. સસલું તો ક્યારનું ખતમ થઈ ગયું હતું અને તેનાં હાડકાંને વળગેલું માંસ પણ પંખીડાં ચટ કરી ગયાં હતાં. તે દિવસે જમવામાં ચરબી ને ડુંઘળી નાખેલી ઘેંશ જ એકલી હતી. ડબલરોટી થઈ રહેવા આવી હતી, પણ માએ થોડોક લોટ ગોતી કાઢયો અને બિસ્કિટ બનાવી આપ્યાં.

એવું ખાવાનું મળવાથી ગેક તો સાવ ઢીલો પડી ગયો, અને માને ફિકર થઈ કે એને ક્યાંક તાવ ન આવ્યો હોય.

માએ તેને ઘરમાં જ રહેવાનું કહ્યું. પછી તેણે ચુકને ગરમ કપડાં પહેરાવ્યાં, બાલદીઓ લીધી, અને હિમની નાનકડી હાથગાડી તૈયાર



કરી. મા અને દીકરો પાણી ભરવા અને ડાળખાં ભેગાં કરવા નીકળી પડયાં. બીજે દિવસે સવારે ચૂલો સળગાવવા માટે સૂકાં ડાળખાં જરૂરી હતાં.

ગેક ઘરમાં એકલો રહી ગયો. તે વાટ જોતો રહ્યો, જોતો રહ્યો. પણ આખરે તે અધીરો થઈ ગયો અને...

ચુક અને માને પાછાં આવતાં વાર લાગી. પાણીની બાલદીઓ ગોઠવેલી નાનકડી હાથગાડી રસ્તામાં ઊંધી વળી ગઈ. તેમને ફરી વાર પાણી ભરવા ઝરે જવું પડયું. પછી અરધે રસ્તે પહોંચ્યાં ત્યારે ખબર

પડી કે ચુકનું એક હાથમોજું વનની કોર પાસે રહી ગયું હતું. વળી તેઓ પાછાં ગયાં. દરમિયાનમાં સાંજ પડવા લાગી.

તેઓ ઘેર પહોંચ્યાં તો ગેક ક્યાંય નજરે ન પડયો. પહેલાં તેમને થયું કે પાટિયા ઉપર ધાબળાના ખડકલા હેઠળ છુપાઈ ગયો હશે. ત્યાં તપાસ કરી પણ નહોતો.

ચુકે ખંધાઈથી મોં મલકાવીને માના કાનમાં કહ્યું કે ચોક્કસ ચૂલાની પાછળ છુપાઈને બેઠો હશે.

માએ ખિજાઈને ગેકને બહાર નીકળવા કહ્યું. પણ ગેક તો જાણે ચુપ જ રહ્યો.



પછી ચુક લાંબો ચીમટો લઈને ચૂલાની પાછળ ફેરવવા લાગ્યો. ના, ગેક તો ત્યાંયે નહોતો.

હવે માને ખરેખરી ફિકર થઈ. તેણે બારણા નજીકની ખીંટી ઉપર નજર નાખી. ગેકનો કોટ અને ટોપી ગાયબ હતાં.

તેણે બહાર જઈને ઘરની આસપાસ તપાસ કરી જોઈ. પછી ઘરમાં પાછી આવીને તેણે ફાનસ સળગાવ્યું. તેણે સામાન મૂકવાની અંધારી કોટડીમાં અને લાકડાંની ઓરડીમાં તપાસ કરી.

તેણે ગેકને સાદ પાડયા, ધમકાવ્યો અને ફોસલાવ્યો, પણ કશો જવાબ ન મળ્યો. દરમિયાનમાં હિમના ઢગલાઓની ઉપર ગમગીન અંધારાં ઝડપથી ફેલાઈ રહ્યાં હતાં.

મા પાછી ઘરમાં દોડી આવી. તેણે ખીંટીએથી બંદૂક ખેંચી લીધી, કારતૂસ અને ફાનસ લઈ લીધાં, અને ચુકને ઘરની બહાર પગ ન મૂકવાની તાકીદ કરતી તે વળી બહાર ધસી ગઈ.

છેલ્લા ચાર દિવસ દરમિયાન હિમમાં પગલાંના પારાવાર નિશાન પડી ગયાં હતાં.

તેને સમજાયું જ નહિ કે ગોતવાનું શરૂ ક્યાંથી કરવું. તેને થયું કે વનમાં એકલા જવાની હિંમત ગેકને નહિ જ પડી હોય, એટલે તેણે રસ્તા તરફ કદમ માંડયાં.

પણ રસ્તો સાવ સૂનો હતો, ત્યાં કોઈ જ નહોતું.

તેણે બંદૂકમાં કારતૂસ ભરીને ધડાકો કર્યો. અને કાન સરવા કરીને સાંભળવા લાગી. પછી તેણે બીજો અને તરત જ ત્રીજો ધડાકો કર્યો.

અચાનક સાવ નજીકમાં ક્યાંકથી જવાબનો ધડાકો સંભળાયો. કોઈ ઉતાવળું વહારે આવી રહ્યું હતું. તેને આગળ દોડી જવાની તાલાવેલી

થઈ પણ તેના ફેલ્ટના બૂટ હિમમાં ખૂંપી ગયા. તેના હાથમાંથી ફાનસ પડી ગયું, પોટો તૂટી ગયો, અને રોશની ઓલવાઈ ગઈ.

અચાનક ચોકીદારના ઘરના આંગણમાંથી કાન ફોડી નાખે એવી તીણી ચીસ સંભળાઈ.

ચીસ ચુકે પાડી હતી. બંદૂકના ધડાકા સાંભળતાં જ તેણે માની લીધું કે ગેકને ફાડી ખાનારા વરુઓ હવે માની ઉપર હુમલો કરી રહ્યાં છે.

મા ફાનસને પડતું મૂકીને દોડવા લાગી અને હાંફતી હાંફતી ઘેર પહોંચી. કોટ પહેર્યા વગર બહાર ઊભેલા ચુકને તેણે અંદર ધકેલી દીધો, બંદૂકને ખૂણામાં ફગાવી દીધી, અને પ્યાલો ભરીને બરફ જેવું ટાઢું પાણી મોટે મોટે ઘૂંટડે પી લીધું.

બહારથી બારણું ખખડવાનો અને ભારે પગલાંનો અવાજ સંભળાયો. પછી બારણું ધડાક કરતું ખૂલી ગયું અને વરાળના ગોટામાં લપેટાયેલો કૂતરો સડસડાટ અંદર ધસી આવ્યો. તેની પાછળ પાછળ ચોકીદાર દાખલ થયો.

"શું છે? બંદૂકના ધડાકા કેમ કર્યા?" તેણે દુવાસલામ કર્યા વગર જ અને ભારે કપડાં કાઢ્યા વગર જ સવાલ કર્યો.

"છોકરો ખોવાઈ ગયો!" માના ગાલ ઉપર આંસુની ધારાઓ વહી રહી હતી. તે વધારે કશું ન બોલી શકી.

"એક મિનિટ, જરા શ્વાસ ખાઓ, અને રોવાનું બંધ કરો," ચોકીદાર કડક અવાજે બોલ્યો. "ક્યારે ખોવાઈ ગયો? બહુ વાર થઈ? કે હમણાં જ? પાછો વળ, અભય!" તેણે કૂતરાને હુકમ કર્યો. "જલદી બોલો, નહિતર હું વળી ચાલ્યો જઈશ!"

"કલાકેક થયો હશે," માએ જવાબ આપ્યો. "અમે પાણી ભરવા ગયેલાં, પણ પાછાં આવીને જોયું તો ગેક નહોતો. કોટ અને ટોપી પહેરીને બહાર નીકળી ગયો છે."

"કલાક વારમાં બહુ આઘે નહિ ગયો હોય, વળી કોટ ને ફેલ્ટના બૂટ પહેર્યા છે એટલે ટાઢમાં ઠરી જવાની બીક નથી. અભય, આમ આવ, અને સૂંઘી લે!"

ચોકીદારે ખીંટી પરથી ગેકનાં રબરનાં બૂટટોપી ખેંચી લઈને કૂતરાના નાક સામે ધર્યાં.

કૂતરાએ વસ્તુઓને સરખી રીતે સૂંઘી લીધી અને પછી પોતાની શાણપભરી આંખો ઊંચી કરીને માલિકની સામે જોયું.

"આ તરફ!" ચોકીદાર બારણું ઉઘાડી નાખતો બોલ્યો. "અભય, જા! ગોતી લાવ!"

પણ કૂતરો પૂંછડી હલાવતો પોતાની જગ્યાએ જ ખોડાઈ રહ્યો.

"જા!" ચોકીદારે કરડાકીથી હુકમ કર્યો. "જા, અભય! ગોતી લાવ!"

કૂતરો અકળાઈને હવા સૂંઘવા લાગ્યો અને પંજા વડે ભોંયપટ ખોતરવા લાગ્યો, પણ જરાય ખસ્યો નહિ.

"આવી વાયડાઈ કેમ કરે છે?" ચોકીદારે ખીજે ભરાઈને કૂતરાને ધમકાવ્યો. તેણે ગેકની વસ્તુઓ ફરી વાર કૂતરાના નાક સામે ધરી, અને પછી કોલર પકડીને કૂતરાને ખેંચ્યો.

પણ અભય ચોકીદારની પાછળ જવા તૈયાર ન થયો. તે ચક્કર ચક્કર ફરતો રહ્યો અને આખરે ઊલટી જ દિશામાં ચાલવા લાગ્યો.

તે લાકડાની એક મોટી પેટી પાસે જઈને ઊભો રહ્યો અને રૂંછાંદાર પંજા વડે પેટીના ઢાંકણને ખોતરવા લાગ્યો. પછી માલિકની તરફ ફરીને તે ઘોઘરા અને ઢીલા અવાજે ત્રણ વાર ભસ્યો.

અચરજમાં ગરકાવ થઈ ગયેલી માના હાથમાં બંદૂક પકડાવી દેતો ચોકીદાર પેટી પાસે ગયો અને તેણે ઢાંકણ ખોલી નાખ્યું.

પેટીની અંદર ઘેટાંની ખાલ અને બારદાનના ખડકલા ઉપર ગેક ઘસઘસાટ ઊંઘતો પડયો હતો. તેણે કોટ પહેરી રાખ્યો હતો અને ટોપી ઉપર માથું ટેકવી દીધું હતું.

તેને તેડીને પેટીમાંથી કાઢવામાં આવ્યો અને જગાડવામાં આવ્યો એટલે તે ઊંઘભરી આંખો પટપટાવવા લાગ્યો. તેને સમજણ જ ન પડી કે પોતાને અંગે આટલી બધી ખુશી અને ધમાલનું કારણ શું હશે. મા રડતી રડતી તેને બચીઓ ભરવા લાગી. ચુક ઠેકડા મારતો મારતો તેના હાથ અને પગ ખેંચવા લાગ્યો.

"એઈ! એઈ!" તે દેકારા કરવા લાગ્યો.

તેણે રૂંછાંદાર અભયના નાક પર બચી ભરી લીધી એટલે કૂતરો અકળાઈને બીજી તરફ ફરી ગયો. તેને પણ સમજાતું નહોતું કે આ બધી ધમાલ શાની હશે. તે હળવે હળવે પૂંછડી હલાવવા લાગ્યો અને ટેબલ પર પડેલી રોટી તરફ લાલચભરી નજરો નાખવા લાગ્યો.

બનેલું એમ કે મા અને ચુક પાણી ભરવા ચાલ્યાં ગયાં પછી ગેકને બહુ જ એકલું એકલું લાગ્યું. એટલે તેણે બેઉને રમૂજમાં ઉલ્લુ બનાવવાનું નક્કી કર્યું. તેણે ગરમ કોટ અને ટોપી ખીંટીએથી ઉતારીને પહેરી લીધાં, અને પછી તે પેટીમાં ભરાઈ ગયો. તેની મુરાદ મા અને ભાઈ પાછાં આવીને ગોતાગોત કરવા લાગે ત્યાં સુધી વાટ જોવાની અને પછી પેટીની અંદરથી હાકોટો પાડીને તેમને એકદમ ગભરાવી નાખવાની હતી.

પણ તેમને આવતાં બહુ વાર લાગી, અને બિચારા ગેકને ખબરેય ન રહી કે પોતે ધીરજથી વાટ જોતો જોતો ક્યારે ઊંઘી ગયો.

બધી ધમાલ શમી ગઈ એટલે ચોકીદાર એકદમ ઊભો થઈ ગયો અને એક ભારે ચાવી તથા ચોળાઈ ગયેલું ભૂરું પરબીડિયું ટેબલ ઉપર નાખતો બોલ્યો:

"લો, આ તમારી સારુ છે. ચાવી ચીફ સેર્યોગિનના ઓરડા ને રસોડાની છે, અને એમણે કાગળ લખી આપ્યો છે. એ ને એમના સાથીઓ ચોથે દિવસે અહીંયાં પહોંચી જશે, નવા વરસ પહેલાંની સાંજે બરાબર વખતસર."

તો આ તોછડો અને કરડા દેખાવનો ઘરડો આદમી ત્યાં ગયેલો! તેણે તો એમ કહેલું કે પોતે ફાંસલા તપાસવા જાય છે, પણ હકીકતમાં તે પગની સ્કી ઝડપથી સરકાવતો અલકરાશની ખીણ જેટલે દૂર ગયેલો!

મા કાગળને ખોલ્યા વગર જેમનો તેમ રહેવા દઈને ઊભી થઈ ગઈ અને તેણે અહેસાનભરી નજરે જઈફ આદમીની સામે જોઈને પોતાનો હાથ તેને ખભે મૂક્યો.

પણ તે તો અફસોસનો બબડાટ કરવા લાગ્યો કારણ કે ગેકે પેટીમાંની જૂનાં કપડાંની પોટલી વીંખી નાખી હતી અને માએ ફાનસ તોડી નાખ્યું હતું. તે બીજું કંઈ બોલ્યા વગર કેટલીય વાર સુધી એકધારો બબડાટ જ કરતો રહ્યો, પણ એ અતડા ઘરડા આદમીની હવે કોઈને બીક નહોતી લાગતી.

માએ ગેકને છેક રાત સુધી નજરથી અળગો ન થવા દીધો. ક્યાંક જરા સરખોયે અવાજ થાય કે તરત જ તે ગેકનો હાથ પકડી લેતી, જાણે કેમ તેને બીક લાગતી હોય કે છોકરો વળી પાછો ખોવાઈ જશે. તે ગેકને એટલું બધું વહાલ કરતી રહી કે આખરે ચુકને માઠું લાગી ગયું. તે મનમાં અફસોસ કરવા લાગ્યો કે પેટીમાં છુપાઈ જવાની તરકીબ પોતાને પણ કેમ ન સૂઝી.

પણ ખરી રમૂજ તો હવે જ શરૂ થઈ. બીજે દિવસે સવારે ચોકીદારે બાપુનો ઓરડો ઉઘાડી આપ્યો, તાપણું સળગાવીને સરસ મઝાના ભડકા

કરી દીધા, અને બધો સામાન સરખી રીતે પહોંચાડી દીધો. ઓરડો મોટો અને હવાઉજાસવાળો હતો, પણ અંદર ભારે ગડબડગોટાળો હતો, બધી ચીજવસ્તુઓ કશા ઢંગધડા વગર ફેલાયેલી પડી હતી.

મા તરત જ ઘરની સાફસૂફીમાં લાગી ગઈ. આખો દિવસ તે ચીજવસ્તુઓને એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડીને સરખી રીતે ગોઠવવાનું, ધૂળ અને કચરો વાળીને સાફ કરવાનું, અને ભોંયપટને ઘસીને ધોવાનું કામ કરતી રહી.

સાંજે ચોકીદાર બળતણનાં લાકડાં લઈને આવ્યો, અને અંદર નજર નાખતાં જ આભો બનીને ઉંબરે જ ખોડાઈ ગયો. ઓરડો એટલો સાફ હતો કે તેને અંદર ડગલું માંડવાની હિંમત જ ન પડી.

પણ અભય તો સીધો અંદર ધૂસી ગયો.

તાજા ધોયેલા ભોંયપટ ઉપર દોડતો તે ગેકની પાસે ગયો અને પોતાના ટાઢા નાક વડે તેને હડસેલવા લાગ્યો, જાણે કહેતો હોય કે "અરે મૂરખા ભાઈ, તને ગોતી તો મેં જ કાઢેલો, એટલે મને ઇનામમાં કંઈક ખાવાનું આપ!"

માએ સૉસેજનો એક ટુકડો કાપીને અભયની સામે ફેંક્યો.

ચોકીદાર એ જોઈને બબડવા લગ્યો. તેણે કહ્યું કે તાઇગામાં કૂતરાને ખાવા સૉસેજ દેવામાં આવે તો તો બધાં પંખીડાં હસવા જ લાગે.

એટલે માએ અરધી સૉસેજ કાપીને તેને પણ આપી. તે શહેરી લોકોની અજબ રીતો અંગે મનમાં જ કશુંક બબડતો અને માથું ધુણાવતો 'આભાર' કહીને બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે તેમણે નૂતનવર્ષ તરુ શણગારવાનું નક્કી કર્યું.
અને તરુની સજાવટમાં કેવી કેવી ચીજોનો ઉપયોગ કર્યો!

ઘરમાંથી મળી આવેલાં તમામ જૂનાં અખબારોમાંથી તેમણે રંગીન ચિત્રો કાપી લીધાં. ચીંથરાં અને રૂ વડે તેમણે ઢીંગલીઓ તથા જનાવરો બનાવ્યાં. બાપુના તમાકુના દાબડામાંથી લીસો ચીકણો કાગળ કાઢી લઈને તેનાં રૂપાળાં ફૂલ બનાવવામાં આવ્યાં.

ચોકીદાર તોછડો અને અતડો હતો ખરો, પણ બળતણનાં લાકડાં લઈને આવે ત્યારે બારણે ઊભો રહીને તેમની તરકીબો અજબ નજરે કેટલીય વાર સુધી નીરખતો રહેતો. આખરે તેનાથી રહેવાયું નહિ એટલે તે ચાના પેકેટમાં વપરાય છે એવો થોડોક કલાઈનો વરખ અને જોડાની મરામત પછી બચેલું થોડુંક મીણ લઈ આવ્યો.

કેવી મઝા! સજાવટના કારખાનાને એકદમ મીણબત્તીના કારખાનામાં પલટાવી નાખવામાં આવ્યું. મીણબત્તીઓ નાનકડી અને કઢંગી હતી ખરી, પણ શહેરની દુકાનોમાં મળતી સારામાં સારી મીણબત્તીઓ જેવી જ સરસ બળતી હતી.

હવે તો બસ એક ઝાડ જ લાવવાનું બાકી રહ્યું. માએ ચોકીદાર પાસેથી કુહાડી માગી. તેણે કશો જવાબ ન આપ્યો, પણ તે ઊભો થઈ ગયો અને પગે સ્કી બાંધીને વનમાં ચાલ્યો ગયો.

અરધા કલાકમાં તે પાછો આવી ગયો.

ભલે! માની લીધું કે સજાવટ બહુ મનોહર નહોતી, ચીંથરાંનાં સસલાં વધારે તો બિલ્લીબાઈ જેવાં લાગતાં હતાં, ઢીંગલીઓ બધી એકસરખી જ હતી—સીધાં નાક અને ડોળા ફાટેલા, અને કલાઈના વરખમાં લપેટેલાં કોચલાં દુકાનના રંગબેરંગી બલ્બની જેમ ચળકાટ નહોતા મારતા. પણ ફરનું ઝાડ! અરે, એ તો આખા મોસ્કોમાં ક્યાંય જોવા ન મળે! ખરેખરું તાઈગાનું રૂપાળું ઝાડ—ઊંચું, શાહી દમામદાર, અને ડાળીઓમાં નાનકડા સુંદર લીલા તારકો!

ચાર દિવસ કેમ વીતી ગયા તેની ખબરેય ન રહી. આખરે નવા વરસ પહેલાંની સાંજ આવી. ચુક અને ગેક સવારમાં જ ઘરની બહાર નીકળી ગયા તે કોઈ રીતે પાછા અંદર આવે જ નહિ. તેમનાં નાક ટાઢથી નીલાં પડી ગયાં, પણ તેઓ તો બાપુ અને બીજા માણસો ગમે તે ઘડીએ આવી પહોંચે એવી આશાએ બહાર ઠારમાં પગ પછાડતા ભમતા જ રહ્યા. હમામમાં પાણી ગરમ કરી રહેલા ચોકીદારે તેમને સમજાવવાની કોશિશ કરી કે તમે નકામા ઠરીને બરફ બની રહ્યા છો, તમારા બાપુ અને એમના સાથીઓ જમવાના વખત પહેલાં કોઈ રીતે નહિ પહોંચે.

અને બરાબર એમ જ બન્યું. તેઓ હજી તો જમવા બેસતાં જ હતાં એટલામાં ચોકીદારે બારીએ ટકોરા માર્યા. જેમ તેમ કોટ પહેરતાં ત્રણેય બહાર આંગણમાં ધસી ગયાં.

"બરાબર નજર રાખજો," ચોકીદાર બોલ્યો. "એ લોકો થોડીક જ વારમાં પણે ઊંચી ટૂકની જમણી બાજુના ઢોળાવે દેખાશે, પછી વળી તાઈગામાં ગાયબ થઈ જશે, અને અરધા કલાકમાં અહીંયાં પહોંચી જશે."

ચોકીદારની ધારણા સાવ ખરી નીકળી. બેચાર સેકંડમાં એ લોકો નજરે પડયા. સામાન લાદેલી હિમગાડીઓને જોડેલી કૂતરાંની ટોળીઓ સૌથી પહેલી ઘાટમાં દેખાણી. તેમની પાછળ ઝડપથી સ્કી સરકાવતા માણસોનું જથ આવી રહ્યું હતું.

અંતર ઘણું હતું અને તેમની પાછળ મોટા મોટા પહાડો હતા એટલે તેઓ સૌ સાવ ટચૂકડા લાગતા હતા, પણ સફેદ હિમમાં તેમના હાથ, પગ, અને માથાંની રેખાઓ સાફ વરતાતી હતી.

ઝાડપાન વગરનો વેરાન ઢોળાવ ઊતરતા તેઓ થોડી વારમાં તાઈગાની અંદર ગાયબ થઈ ગયા.

બરાબર અરધા કલાકમાં કૂતરાંના ભસવાનો, દેકારા હાકોટાનો, અને હિમગાડીઓના કિચૂડાટનો અવાજ સાવ નજીકથી કાને પડયો.

ભૂખ્યાં કૂતરાં સમજી ગયાં કે ઘર નજીક આવી ગયુ છે, એટલે તેઓ ધસમસાટ દોડનાં વનમાંથી બહાર નીકળી આવ્યાં. તેમની પાછળ પાછળ થોડુંક અંતર રાખીને નવ માણસો સ્કી સરકાવતા આવી રહ્યા હતા.

તેમણે માને અને ચુકને અને ગેકને પરસાળમાં ઊભેલાં જોયાં એટલે તેઓ લાકડીઓ હવામાં હલાવવા અને ખુશીના પોકારો કરવા લાગ્યા.

ગેકને વધારે ધીરજ ન રહી એટલે તે ઠેકડા મારતો પગથિયાં ઊતરી ગયો, અને તેના ફેલ્ટના બૂટ હિમમાં ઊંડા ખૂંપી જતા હોવા છતાં મોખરાના દાઢીવાળા માણસ તરફ દોડવા લાગ્યો. એ દાઢીવાળો માણસ બીજા સૌ કરતાં વધારે જોરથી ખુશીના પોકારો કરી રહ્યો હતો.

બપોર પછીનો બાકીનો વખત માણસોએ હજામત કરવામાં અને નાહીધોઈને તૈયાર થવામાં ગાળ્યો.

સાંજે સૌ નવા વરસના ખુશખુશાલ મેળાવડામાં ભેગાં થયાં.

ટેબલ પર જમવાનું પીરસવામાં આવ્યું અને ફાનસ બુઝાવીને મીણબત્તીઓ સળગાવવામાં આવી. પણ ચુક અને ગેક સિવાય બીજા બધા મોટી ઉંમરના માણસો હતા એટલે તેમને સમજણ જ ન પડી કે હવે આગળ શું કરવું.

સારા નસીબે એક માણસ પાસે વાજું હતું. તે વાજું લઈ આવ્યો અને સરસ મઝાનું નાચનું સંગીત રેલાવવા લાગ્યો. સૌ એકદમ ઊભાં થઈ ગયાં અને નાચ કરવા લાગ્યાં. બધાંને નાચ કરતાં સરસ આવડતું હતું, ખાસ કરીને માની જોડે નાચ કરે ત્યારે તો કમાલ કરી બતાવતા.

પણ બાપુને નાચ કરતાં નહોતું આવડતું. બાપુ માયાળુ સ્વભાવના અને કદાવર બાંધાના હતા. નાચ કરવાની વાત તો દૂર રહી, તે ભોંયપટ ઉપર આંટા મારે તોયે કબાટમાં કાચનાં વાસણો ખણખણી ઊઠે એવી ભારે તેમની કાયા હતી.

બાપુએ ચુક અને ગેકને ખોળામાં બેસાડયા. બેઉ ભાઈઓ જોરથી તાળીઓ પાડીને સૌને બિરદાવવા લાગ્યા.

થોડી વારમાં નાચ કરવાનું પૂરું થયું. ગેકને ગીત ગાવાનું કહેવામાં આવ્યું.

તેને બહુ ઝાઝું કહેવું પડે એમ નહોતું. તેને ખબર હતી કે પોતે ગાય છે સરસ, અને એ વાતનું તેને અભિમાન હતું.

વાજું વગાડનારા આદમીએ તેને સંગીતનો સાથ આપ્યો. હવે તો મને યાદ પણ નથી કે તેણે કયું ગીત ગાયેલું. પણ એટલું જરૂર યાદ છે કે ગીત બહુ મઝાનું હતું, કારણ કે સૌ ચુપ થઈને સાંભળવામાં મશગૂલ બની ગયેલાં. તે શ્વાસ ખાવા અટકી જતો ત્યારે બળતી મીણબત્તીઓનો ચણચણાટ અને બહાર ચાલતા પવનના સુસવાટા સાફ સંભળાતા.

તેનું ગીત પૂરું થયું એટલે સૌ તાળીઓ પાડવા અને સાબાશી આપવા લાગ્યાં. તેમણે ગેકને તેડી લીધો. તેમનો ઇરાદો તેને હવામાં ઉછાળવાનો હતો. પણ માએ એકદમ ધસી જઈને તેમના હાથમાંથી તેને છોડાવી લીધો. માને બીક લાગી કે એ લોકો ખુશીના જોશમાં તેને ક્યાંક લાકડાની છત જોડે અફળાવી દેશે.

"હવે સૌ બેસી જાઓ," બાપુએ ઘડિયાળ ઉપર નજર નાખતાં કહ્યું. "મુખ્ય કાર્યક્રમ હમણાં શરૂ થઈ જશે." તેમણે રેડિયો ચાલુ કર્યો.

સૌ બેસી ગયાં અને ચુપ રહીને વાટ જોવા લાગ્યાં.

પહેલાં તો સાવ ચુપકી છવાયેલી રહી. પછી થોડોક ઘોંઘાટ અને મોટરગાડીઓનાં હોર્નના અવાજ સંભળાયા. પછી કડકડાટ અને સુસવાટા જેવા અવાજ કાને પડયા, અને જાણે ખૂબ દૂરથી આવતો હોય એવો મધુર રણકાર સંભળાવા લાગ્યો.

મોટા ઘંટ અને નાની ઘંટડીઓ મીઠા સૂર રેલાવી રહ્યાં હતાં.

ચુક અને ગેક એકબીજાની સામે જોવા લાગ્યા. તેમને ખબર હતી કે રણકાર શાનો છે. સુદૂર આવેલા મોસ્કોના સ્પાસ્કી મિનારાના લાલ સિતારા નીચે ક્રેમલિનનો ઘંટ રણકી રહ્યો હતો.

અને નવા વરસના આગમનની ઘડીએ થતા એ રણકારને દરેક ઠેકાણે લોકો સાંભળતા—શહેરોમાં અને ગામોમાં, પહાડોમાં અને સપાટ વિસ્તારોમાં, તાઇગામાં અને નીલા સાગરની સપાટીએ તરતાં જહાજોમાં.

લડાઈની ગાડીના કમાંડરે, સાવધાનીથી વોરોશીલોવના હુકમની વાટ જોતાં જોતાં ધ્યાનમાં ડૂબી ગયેલા કમાંડરે, પણ એ રણકાર બેશક સાંભળ્યો જ હોય.

સૌ ઊભાં થઈ ગયાં. સૌએ અરસપરસ સુખી નૂતનવર્ષની, જીવનમાં અપાર સુખની, શુભ કામનાઓ જાહેર કરી.

દરેકના મનમાં સુખનો પોતાનો આગવો અર્થ રમી રહ્યો હતો. પણ સૌએ સૌ જાણતાં અને સમજતાં હતાં કે આપણે ગૌરવમય જીવન જીવવાનું છે, સખત મહેનત કરવાની છે, અને સોવિયેત યુનિયન નામ ધરાવતા વિશાળ સુખી દેશનું પ્યારથી જતન કરવાનું છે.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)